# નિવેદન

ગ્રામજીવનના ઉત્કર્ષ માટે સાદી ભાષામા લખાયેલી, ગામડાના પ્રશ્નોની છણાવટ કરતી પુસ્તિકાઓ, 'શ્રી સયાજી ગ્રામવિકાસમાળા' દ્વારા પ્રસિદ્ધ કરવામા આવે છે

તદનુસાર, આ 'આપણા સુશોભન વૃક્ષો' એ નામનુ પુસ્તક, શ્રી આનદરાવ પઢરીનાથ કોઠારી પાસે તૈયાર કરાવવામા આવેલુ હોઈ, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉપર્યુક્ત માળાના ૩૧મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામા આવે છે

સો. ધૂ. પારેખ
સશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા
તા ૨૮-૫-૧૯૭૪

પી. જે. મદન
અ કુલપતિ,
મ સ વિશ્વવિદ્યાલય,
વડોદરા

એકબીજ પત્રીય વૃક્ષોના ગણ

# આપણાં સુશોભન વૃક્ષો

## પીળોચંપો

સંસ્કૃત નામ—સુવર્ણ ચંપક
ગુજરાતી નામ—પીળો ચંપો
મરાઠી નામ—પીવળા ચાફા
બોટેનિકલ નામ—માયકેલીઆ ચંપકા—એલ
ગણ—( મેગ્નોલિએસી ) ચંપાનો વર્ગ
હિંદી નામ—ચંપા

**નામનિર્દેશ :**—માયકેલીઆ–આ શબ્દ પી. એ. માયકેલી નામના ફ્લોરેંટાઈનના વનસ્પતિશાસ્ત્રી ( ૧૬૭૯–૧૭૩૭ સૈકામાં થઈ ગયેલા ) તેમના નામ ઉપરથી નીકળ્યો છે. ચંપક—ચંપો શબ્દ સંસ્કૃત અને અન્ય ભારતીય ભાષાઓ દ્વારા આપણા દેશમાં વ્યાપક બન્યો છે.

**વિસ્તાર :**—બર્મા, આસામ, દક્ષિણ ભારતમાં ચંપાનાં ઘણાં વૃક્ષો છે. ચંપાનાં વૃક્ષો, મુબઈ ઈલાકામાં ઘણાં ઉપલબ્ધ છે. તે પૂર્વ નિમ્નહિમાલયના પ્રદેશોમાં ૨૦૦૦ ફૂટ ઊંચી પર્વતરાજિ ઉપર ઊગે છે. મુબઈમાં મોટે ભાગે આ વૃક્ષો જોવા મળતાં નથી.

**વર્ણન :**—આ સુંદર વૃક્ષો બધી ઋતુમાં કાયમ લીલી પત્તી ધરાવતાં ( સદાબહાર ) ૪૦ ફૂટ ઊંચાં થાય છે. તેનાં સુવાળાં ૭ થી ૧૦ ઈંચ લાંબાં અને ૨ થી ૪ ઈંચ પહોળાં પાંદડાં, ૧ ઈંચના વૃંતો ઉપર ઊગે છે. તેના પુષ્પો ૨ થી ૨⅜ ઈંચ સુધી આડાં, ઘણાં સુગંધિત, પીળો રંગ લેતાં, ચમચી માફક નિપત્રોમા અવગુંઠિત થાય છે; પણ થોડા વખત પછી તે જ નિપત્રો ખરી જાય છે.

ફળ ½ ઈંચ પરીધના સ્ક્રિસરવાળા થાય છે, અને તેની ઉપર સફેદ ટીપા થાય છે

બીજ પણ લાલ રંગવાળા, પણ પછી બદામી રંગના થાય છે

**ઉપયોગ :**—સ્ત્રીઓ તેના પુષ્પગુચ્છનો માથામા વેણીઓ તરીકે ઉપયોગ કરે છે પીળો રંગ, પુષ્પો ઉકાળવાથી નીકળે છે, અને એ જ રંગ બીજા રંગના મિશ્રણમા ઉપયોગમા આવે છે પ્રદર રોગ ઉપર ચંપાની છાલનો રસ પાવો અથવા છાલનો કાઢો કરીને પાવો, તેમ જ વિષમજ્વર ઉપર ચંપાના મૂળનો કાઢો પાવો

પાટિયા કાઢવામા તેના લાકડાનો ઉપયોગ થાય છે

ફર્નિચર બનાવવામા પણ લાકડાનો ઉપયોગ કરવામા આવે છે. આ વૃક્ષોને ઘણા પવિત્ર માનવાથી, એનુ લાકડુ ઘણુખરું ઉપયોગમા લેવાતુ નથી મંદિરોમા તથા તેની આજુબાજુમા આ વૃક્ષો ઘણા ઉગાડવામા આવે છે માંગલિક કાર્યો કરતી વખતે ચંપાના વૃક્ષ છિન્ન-ભિન્ન થાય નહિ તે અંગે દેખરેખ રાખવી જોઈએ.

**વાવેતર અંગે સૂચન :**—બગીચાઓ તથા રાજમાર્ગ વૃક્ષાવલિમા છાયડો આપતા આ વૃક્ષોનો વધારે ઉપયોગ કરવો

તેનુ લાકડુ હલકુ હોવાથી નરઘાના ઢોલ બનાવવામા ઉપયોગી થાય છે આ વૃક્ષો માંગલિક હોવાથી તેના પાદડાની માળાઓ માંગલિક પ્રસંગોમા વાપરવામા આવે છે

ગાડા કે જેમા હલકા પણ મજબૂત લાકડાની જરૂર પડે છે, ત્યા આ વૃક્ષોના લાકડા ઘણુ સારું કામ આપે છે

## આસોપાલવ

સંસ્કૃત નામ—અશોક, મંદાર
ગુજરાતી નામ—આસોપાલવ

મરાઠી નામ—અશોક.

બંગાલી તથા હિંદી નામ—અશોક, અશોક.

અંગ્રેજી નામ—માસ્ટર ટ્રી.

બોટેનિકલ નામ—પોલીએલથીઆ લોજીફોલીઆ-થ્વેર્.

ગણ—(એનોનાસી) મીતાફળનો વર્ગ.

પર્યાય નામ—સગકા ઇંડિકા અથવા જોનેસિયા અશોકા.

**નામનિર્દેશ**:—પોલીએલથીઆ ગ્રીક શબ્દ છે. પોલી એવો અર્થ ઘણા અને એલથીઆ એટલે સારું કરનાર. લોજીફોલિયા આ લેટીન શબ્દ છે, અને તેનો અર્થ ઘણા લાંબા પાદડા થાય છે.

મૂળ વૃક્ષનું સ્થાન લંકા તથા બંગાલમા વધારે પ્રમાણમા મળે છે; તેમ દક્ષિણ હિંદુસ્થાનમા તે કુદરતી રીતે મોટા પ્રમાણમા ઊગે છે. તેના વૃક્ષો ઘણા ઊંચા, લીલા, સીધા થડવાળા અને હલકા થાય છે. તેની ડાળીઓ ઘણા પાનવાળી અને "પીરામીડ" જેવી દેખાવમા ઘણી શોભીતી લાગે છે. તેના બારેમાસ લીલા રહેતા પાંદડા લાંબી લહરી આકાર કોરવાળા થાય છે.

**વિસ્તાર**:—આ વૃક્ષો ૩૦ થી ૪૦ ફૂટ સુધી ઊંચા ઊગે છે. તેનાં પુષ્પો પીળાશ પડતા લાંબા ગુચ્છોમા ડાળી ઉપર ઊગે છે; તારાઓ માફક દેખાય છે અને પૂરબહારમા ખીલે છે. ફેબ્રુઆરીથી એપ્રીલ સુધી આ વૃક્ષનો છાયડો ઘણો વિસ્તૃત હોય છે.

**વર્ણન**:—ફળ ઈંડાના આકારના પણ નાના, જુલાઈ માસથી ફૂટે છે, અને ચામાચીડીઆ પક્ષી તે ઘણા ખાય છે. આસોપાલવના સુગંધિત પુષ્પોનો અર્ક નિચોવવામા આવે છે. તેની છાલમાથી અર્ક નિચોળો, અશોકારિષ્ટ નામની અત્યંત ઉપયોગી દવા બનાવવામા આવે છે



વાયવરણા

ક્રેટીવ્હા રીલીજીઓસા

કેપેરિડેસી વર્ગ

ઉપયોગ :—આસોપાલવ અને અશોક આ બન્ને વૃક્ષો તદ્દન જુદાં થાય છે. તેમનાં ફૂલો, પાન તથા ફળમાં ઘણો ફરક હોઈ, તેનો દરેક ગણુ પણ જુદો થાય છે. આસોપાલવનું લાકડું હલકું હોવાથી ગમે તેમ વળી શકે છે. નરઘાનાં ઢોલ પણ તેના લાકડામાંથી બનાવાય છે. ગાડાં કે જેમાં હલકાં પણ મજબૂત લાકડાંની જરૂર પડે તે ઠેકાણે તે ઘણું વપરાય છે. તેનાં બીજમાંથી ઝાડ ઊગે છે. બીજ જુલાઈ માસમાં કૂંડામાં નાખી, ઊગી શકે છે. એનો છોડ થયા પછી તેનું યોગ્ય તે જગ્યામાં વાવેતર કરવું. નાના પીલાના છોડને વધારે તડકો અગર મરોડી આપવી નહીં, તેમ નાના છોડ જોરદાર પવનથી ભાગી ન જાય તે માટે દેખરેખ રાખવી પડે છે. અશોકમાં રક્તપ્રદરને દૂર કરવાનો ગુણ રહ્યો છે. બગીચાઓમાં તેમ જ રાજમાર્ગમાં આસોપાલવનાં વૃક્ષોને વૃક્ષાવલિ તરીકે લગાડવાથી રાજમાર્ગ પર છાંયડો વધારે મળી શકે છે.

**વાવેતર અંગે સૂચન** :—એ વૃક્ષ માંગલિક છે એમ માનવામાં આવે છે. તેનાં પાંદડાંની સારી માળાઓ બનાવી, માંગલિક પ્રસંગોમાં શોભા માટે સાર્વત્રિક જગ્યાઓમાં ચઢાવવામાં આવે છે.

## વાયવરણા

ગુજરાતી નામ—વર્ણા.

મરાઠી નામ—હારાવર્ણા; વાયવર્ણા.

અંગ્રેજી નામ—કેપર ટ્રી; ધી સેક્રેડ બર્ણા.

બોટેનિકલ નામ—ક્રેટીવ્હા રીલીજીઓસા—હૂક્. એમ.

ગણુ—(કેપેરિડેસી) કેરાનો વર્ગ.

**નામનિર્દેશ** :—ક્રેટીવ્હા—આ શબ્દ ગ્રીક વનસ્પતિવેત્તા 'ક્રેટિવ્હસ્' એમના નામ ઉપરથી આવેલો છે.

રીલીજીઓસા એટલે ધાર્મિક.

**વિસ્તાર :**—ભારતમા ઘણાખરા ભાગોમા આ વૃક્ષો મળી આવે છે. ઉત્તર પ્રદેશ, બર્મા, સિલોનમા બહુ મળે છે.

મધ્યમ કદનું, ઘણુ વિભાજિત શાખાવાળુ, નાનુ પણ વાકીચૂકી ડાખળીવાળું સુવાળું, ફીકી ગતી છાલવાળુ આ ઝાડ થાય છે. તેના ત્રણ પત્તીવાળા પાન એક જ પ્રરોહ ઉપર થાય છે. દિવાળીની ઋતુમા પાંદડા ખરી જાય છે.

**વર્ણન :**—ફેબ્રુઆરી-માર્ચમા તેને નૂતન પલ્લવ આવવા લાગે છે. તેના પુષ્પો સફેદ પણ ઝૂમખામા સમશિખ સ્થિતિમા ડાખળીઓની ટોચે ઊગે છે. તેના પુષ્પો જાબુડિયા રંગના હોઈ, ઘણી શોભા આપે છે.

ફળ ગોળ લંબાકાર, કઠણ, પ્રથમ લીનું પણ પરિપકવ દશામાં લાલચોળ થાય છે.

તેનુ બીજ, ફળના આતર ભાગમા તેના પીળા ગરમા ભગાઈ રહે છે.

**ઉપયોગ :**—તેનુ લાકડુ સાધારણ રીતે કઠણ છે પણ તે બહુ ટકાઉ હોતું નથી. આ લાકડું ઢોલકી બનાવવાના ઉપયોગમા આવે છે. તેની લાકડીઓ કાસકીઓ બનાવવામા લે છે. ફળનો અંદરનો ભાગ રગ બનાવવામા ઉપયોગમા આવે છે.

પાદડા તથા છાલ દવા બનાવવાના કામમા આવે છે.

છાલમા ટેનિન તથા સેપોનિન નામના રસાયનિક દ્રવ્યો હોવાથી દવામા ઉપયોગી થાય છે. તેનાથી મૂનાઘાત જેવા રોગ સાર મટે છે. તેના પાદડા જાનવરો સારી રીતે ખાય છે તેથી આવા ઉપયોગી ઝાડને સરક્ષણ આપવુ જોઈએ.

પબ્લિક પાર્કમા શોભાવૃદ્ધિ માટે આ વૃક્ષો ઘણા રોપવામા આવે છે. શહેરોમા ઉઘાડી જગ્યા પર આ વૃક્ષો રોપવામા આવે છે. કારણ કે તે ઓછા પાણીના ભાગોમા પણ સારી રીતે ઊગે છે

બીજમાંથી ઝાડ થાય છે, વર્ષા ઋતુમાં વૃક્ષોનાં મૂળિયાંની ગાંઠોથી પણ આ વૃક્ષો થાય છે.

જુલાઈ માસમાં બીજ પરિપક્વ થાય છે.

બીજ કઠણ હોવાથી એકાદ વરસ પછી તે ઊગી નીકળે છે પણ આ રોપેલાં બીજનું હિમથી સંરક્ષણ કરવામાં આવે તો તે સારી રીતે જીવી શકે છે.

## પારસપીપળો

મલાઈ નામ—પૂરવસૂ.

તેલુગુ નામ—ગંગારખી.

હિંદી નામ—ભેંડીયા ઝાડ, ગજદંડ, પુરવસુ.

ગુજરાતી નામ—પારસપીપળો.

મરાઠી નામ—ભેંડી, રાન ભેંડી.

અંગ્રેજી નામ—ભેંડી ટ્રી.

બોટૅનિકલ નામ—થેસ્પેશિઆ પૉપુલ્નીઆ–સોલૅંડ એકસ્-કોરીઆ. પર્યાય નામ—હાઈબિસ્કસ પૉપુલ્નીઆ–એલ.

ગણ—( માલવ્હેસી ) કપાસનો વર્ગ.

**નામનિર્દેશ** :—થેસપેસીઆ આ ગ્રીક શબ્દ છે. તેનો અર્થ "દૈનિક". આ નામ મૂકવાનું કારણ આ વૃક્ષો દેવાલયોમાં, ચર્ચમાં ઉગાડવામાં આવે છે.

પૉપુલ્નીઆ એટલે પાપલર નામના ઝાડના પાંદડાવાળું.

**વિસ્તાર** :—આ વૃક્ષ હિંદુસ્તાનમાં ઘણાં થાય છે તેમ જ મદ્રાસ, મ્હૈસુર, કેરાલા, બર્મા, મલાયા, આફ્રિકા અને પૅસિફિક બેટોમાં

પણ થાય છે ચંદીગઢમા તેની વૃક્ષાવલિ બનાવવામા આવી છે હાલમા તો એ વૃક્ષો મુબઈ તથા તેની આસપાસના પ્રદેશોમા એટલા તો સામાન્ય થઈ ગયા છે કે તે આપણા દેશના વનની જેવા ગણાય છે આ વૃક્ષો ઘણી શોભા આપે છે

**વર્ણન :**—ચારે ઋતુમા લીલુ રહી શકે એવુ આ ઝાડ છે તે ૩૦ થી ૪૦ ફૂટ ઊંચુ થાય છે

ડાળીઓ વાકી થાય છે અને પાદડા "પોપલર નામના વૃક્ષના જેવા ચળકતા, સુવાળા, લીલાં ૨ગવાળા થાય છે એને ધોળો રસ (દૂધ) આવે છે પુષ્પો મોટા, રક્ત વર્ણના, ઘટાની માફક ડોલતા પણ છૂટા છૂટા ઊગે છે દિવાળીની ઋતુમા પુષ્પો ઘણુ પ્રફુલ્લિત થઈ શોભા ઘણી આપે છે

ફળ ફાટ પડતા ગોળ થાય છે, અને ઉપલા ભાગમા ચપટા હોય છે

**ઉપયોગ :**—છાલમાથી રેષાઓ નીકળે છે લાકડુ ઘણુ ચીવટ હોવાથી, ગાડાના ચક્રો તથા બદુકના હાથા બનાવવામા ઉપયોગી થાય છે

પાદડા જાનવરો ખાય છે

બીજમાથી સારુ તેલ નીકળે છે

ચામડીના રોગો ઉપર તે તેલ ઘણુ ઉપયોગી થઈ પડે છે

ગૂળિયા પૌષ્ટિક હોય છે

છાતીના રોગો માટે મલાયામા લોકો આ વૃક્ષોની આતર છાલ ઘણી ઉપયોગમા લે છે

**વાવેતર અગે સૂચન**·—બીજમાથી ઝાડ ઊગે છે અને કટીંગ્ઝમાથી પણ ઝાડ થાય છે ઉછેર ઘણો જલદી થાય છે ભેજવાળી જમીનમા તે તુરત ઊગે છે પણ ક્ષારયુક્ત ભૂમિમા પણ તેનો સારો

ઉછેર થાય છે. માટે ઘણાખરાં તટ ભૂમિનાં જંગલોમાં મોટા પ્રમાણમાં આ વૃક્ષો થાય છે. બધી ઋતુમાં પુષ્પિત રહે એવું આ વૃક્ષ હોવાથી અને તે ઘણી છાલ આપતું હોવાથી, બગીચાઓમાં તથા ઘરના કમ્પાઉન્ડમાં ઉગાડવા જેવું છે. ઊંચા ડુંગર ઉપર તે વૃક્ષો વધારે પ્રમાણમાં ઊગતાં નથી.

## શાલ્મલિ

ગુજરાતી નામ—શીમળો.

મરાઠી નામ—શાલ્મલી, સાવરી.

હિંદી નામ—સિગૂળ, અધાસેમળ.

સંસ્કૃત નામ—સાલમલી અથવા શાલમલી

બંગાલી નામ—સિમુલ.

કનડી નામ—ચેલવડા.

તેલગુ નામ—રંગચેટ્ટુ.

અંગ્રેજી નામ—સિલ્ક કૉટન ટ્રી.

બોટેનિકલ નામ—બૉમ્બેક્સ્ સીબા-લીન્.

પર્યાય નામ—બૉમ્બેક્સ્ મેલેબેરીકમ્ અથવા સેલેમેલીઆ મેલેબેરીકા.

ગણ—( બૉમ્બેકેસી ). કપાસના વર્ગનો આંતર વર્ગ.

**નામનિર્દેશ :**—બૉમ્બેક્સ. આ નામ ફળોમાંથી રૂ મળે છે તે ઉપરથી પડયું છે.

સેલેમેલીઆ આ શબ્દ સંસ્કૃતમાંથી સાલમલી અથવા શાલ્મલિ ઉપરથી નીકળ્યો છે: પ્રાચીન હિંદુસ્તાનમાં એમ કથા છે કે એ વૃક્ષ તળે પિતામહ બ્રહ્મદેવ-જગત ઉત્પાદન થયા બાદ વિશ્રાંતિ લેતા હતા.

**વર્ણન :**—પાનખર ઋતુમા પાન ખરી જનાર વૃક્ષોમાનુ તે એક વૃક્ષ છે એ લગભગ ૬૦ થી ૭૫ ફૂટ ઊંચુ થાય છે અને બસોનણુસો વર્ષો સુધી જીવે છે

થડ ઘણુ સુવાળુ, કાંટાયુક્ત, છાલ તદ્દન સફેદ થાય છે કાંટા ઉત્પન્ન થવાનુ કારણ, પશુ અને માનવ તરફથી ઉપદ્રવ ન થાય તે છે

શાખાઓ દ્વિવિભાજિત હોવાથી, ઘણાખરા પાદડા લીલા રંગથી ચળકતા, સુવાળા ન લાગે એવા, ૫ થી ૭ પર્ણકોમા વિભાજિત થયેના, પખાની માફક વિસ્તૃત થયેલા ઊગે છે ઘણા મહિનાઓ સુધી પાદડા વૃક્ષો ઉપર રહી શકે છે એ વૃક્ષ છનછાયા આપતુ જોવામા આવે છે

પુષ્પો આવતા પહેના પાદડાઓ ખરી જાય છે પાદડા જાન્યુઆરીમા ખરી જાય છે અને ફેબ્રુઆરીમા પુષ્પો આવે છે. પુષ્પો લાલ રંગવાળા પણ કોઈક વખતે તે પીળા અથવા સફેદ રગવાળા થાય છે આ પુષ્પોમા મધુ હોવાથી નાના પક્ષીઓ, આ મધુસેવન કરવા દોડી આવે છે ફળ અડાકૃતિ ૧૦ થી ૧૫ સેન્ટીમીટર લાબુ અને અને ૩ થી ૫ સેન્ટીમીટર જાડુ ૫ પાખવાળુ થાય છે

કાળા બીજ રૂવેષ્ટિત રૂપમા, ફળ ફૂટતા, હવામા ઊડી જાય છે રૂ ઘણુ મૃદુ થાય છે

**ઉપયોગિતા :**—એ વૃક્ષ ઘણો ઉપયોગી છે લાકડુ ઘણુ સુવાળુ હોવાથી તે દિવાસળીની કાડીઓ બનાવવામા ઉપયોગી છે લગભગ ૧૦૦,૦૦૦ ટન લાકડુ દિવાસળીની કાડીઓ બનાવવામા વપરાય છે લાકડાના ખોખા બનાવાય છે મચ્છીમાર લોકો તેના લાકડાનો પ્લવન (Floats) કરે છે. લાકડુ હલકુ હોવાથી ફાડીઓ એના ઉપર રહે છે જેથી આ લાકડુ બીજા કામમા ઉપયોગમા લેવાતુ નથી ઉશીકા તથા ગાદીઓ ભરવા માટે આ રૂનો ઘણો ઉપયોગ થાય છે

મોચરસ નામનો ગુંદર આ વૃક્ષના લાકડામાંથી નીકળે છે. તેનો ઉપયોગ આયુર્વેદિક વૈદ્યો દવામાં કરે છે.

આ વૃક્ષનાં પુષ્પોનાં વજ્રો શાકભાજીમાં ઉપયોગમાં આવે છે. બકરાં અને ઘેટાં પાંદડા ઘણાં ખાય છે લાકડાની હોડીઓ બને છે.

**વાવેતર અંગે સૂચન :**—એ વૃક્ષો રસ્તામા વૃક્ષાવલી માટે ઘણાં સારાં છે કારણ કે પુષ્પો અને પાંદડાંની ઘન છાયા માટે તે ઉપયોગી છે. એ વૃક્ષો ઘણી શોભા આપે છે પણ તેમનું વાવાઝોડાના પવનથી સંરક્ષણ કરવું પડે છે.

વિસ્તીર્ણ જગ્યામાં એ વૃક્ષો ઉગાડવાં જોઈએ. કારણ કે તે અતિવિસ્તારથી વ્યાપ્ત થાય છે.

કલમોમાંથી તથા બીજનુ રોપણ કરવાથી, ગમે તેવી ભૂમિ ઉપર એ વૃક્ષ ઊગે છે.

## મુચકુંદ

ગુજરાતી નામ—મુચકુંદ અથવા કર્ણિકાર.

મરાઠી નામ—મુચકુંદ અથવા કર્ણિકાર.

બોટેનિકલ નામ—ટેરોસ્પરમમ્ એસેરીફોલીઅમ્-વિલ્ડ.

ગણ—( સ્ટરક્યુલીએસી ). મરડાસિંગનો વર્ગ.

**નામનિર્દેશ :**—ટેરોસ્પરમમ્–આ ગ્રીક શબ્દ છે; એનો અર્થ પાંખવાળાં બીજ. એસેરીફોલીઅમ્–આ શબ્દ પાંદડાંના સંદર્ભમાં આવે છે, અને આ વૃક્ષનાં પાદડા "મેપલ" નામના અંગ્રેજી ઝાડનાં પાંદડાં જેવાં તદ્દન જણાય છે તે ઉપરથી તે નામ પડયું છે.

**વિસ્તાર :**—આ વૃક્ષો દેવીમાન ઘાટ, ઉત્તર કેનેરા તથા કોંકણ પ્રાંતમાં ઘણાં થાય છે; ચિત્તાગોંગ, બર્મા તથા નિમ્ન હિમાલય પ્રદેશોના

**વાવેતર અંગે સૂચન :**—દક્ષિણ ભારતમા તથા બર્મામાં ઘણા ભાગે આ વૃક્ષો જોવા મળે છે.

ફળ કાઢ્યા પછી બીજ ભેગા કરવામા આવે છે અને તેને થોડા દિવસ સુકાવા દીધા પછી બીજારોપણ એપ્રિલ મે માસમા કરાય છે. બીજમા જીવાત ના પડે તે માટે બીજને સિંદૂરનુ લેપન કરી મૂકવું પડે છે.

નાના પીલા બહાર નીકળતા, આવતી ઋતુમા સ્થાનાતર કરી છોડ રોપવાનુ શરૂ થાય છે.

વાવેલી જાતમા ફળ મોટા થાય છે તેમ જ કાટા બહુ થતા નથી અને પાદડા ઘણા પહોળા અને અણીવાળા હોય છે. જ ગલી જાતના: વૃક્ષો ઉપર કાટા ઘણુ થાય છે અને પાદડા ભાલાકાર હોય છે.

બગીચામા કે ઘરના કમ્પાઉન્ડમા આ પવિત્ર બીલીના વૃક્ષ વાવવાં જ જોઈએ.

## કોઠી

તામીલ નામ—વિળામાર.

સંસ્કૃત નામ—કપિત્થ.

ગુજરાતી નામ—કોઠી.

મરાઠી નામ—કંવઠ

હિન્દી નામ—બીલીન, કૈથ, કનીથ.

બગાળી નામ—કઠબેલ, કૈઠા. કયેતગાછ.

અગ્રેજી નામ—એલીફંટ એપલ અથવા વૂડ એપલ.

બોટેનિકલ નામ—ફેરોનિઆ એલીફંટમ્-કોરીઆ.

પર્યાય શબ્દ—ફેરોનિઆ લાઈમોનિઆ-લીન.

ગણુ—રૂટેસી, કોઠીનો વર્ગ

**નામનિર્દેશ :**—જંગલના રોમન દેવતાના નામ ઉપરથી ફેરોનિયા નામ પડયું છે અને તે શબ્દ દેવતાના માનમાં રાખેલો છે.

લાઈમોનમ્—આ નામ વૃક્ષના ફળ લીંબુનાં ફળ જેવાં હોવાથી, તે ઉપરથી રાખ્યું છે.

**વિસ્તાર :**—હિંદુસ્તાનના ઘણા ભાગોમાં એ વૃક્ષ થાય છે. તે ઉઘાડી જગ્યામાં ઘણાં ઊગે છે; દક્ષિણમાં તથા ગુજગતમાં ઘણાં થાય છે.

જાવા અને સિલોન આ વૃક્ષનું મૂળ સ્થાન છે.

**વર્ણન :**—એ વૃક્ષ મધ્યમ કદનું છે. પાનખર ઋતુમાં તેનાં પાન ખરી જાય છે. ઘણા કાટા જાડા, સીધા, કઠણ હોઈ તેની છાલ ભૂરા રંગની હોય છે. દ્વિવિભાજિત પાંદડાં ઘણાં તીખાં હોય છે.

પુષ્પો ૦.૫ ઇંચ આડાં, થોડાંક લાલ અથવા સફેદ રંગવાળાં હોઈ સુગંધિત હોય છે.

ફળ ગોળ આકાર લેતું, ૩ થી ૫ ઇંચ પરીઘવાળું હોય છે. આંતર ભાગ ઘણો કઠણ, ફીકા રંગવાળો હોય છે. ગોળ ફળ કેરી જેવડું હોય છે; તેમાં બીજ ઘણાં હોય છે. તે ફળના આંતર ભાગના રસમાં પરિપ્લુત હોય છે.

**ઉપયોગિતા :**—લાકડું પીળાશ પર પણ સફેદ રંગનું, ઘણું વજનદાર, કઠણ અને મજબૂત હોય છે; ઘણાં વરસ સુધી તે ટકે છે. ઘર બાંધવાના કામમાં પણ ઉપયોગી છે. ગાડાના આરા તથા ખેતીનાં ઓજારો બનાવવામાં તેમ જ સુશોભિત કોતરકામ કરવાના કામે પણ લાકડું કામમાં આવે છે. હેડકી અને શ્વાસ ઉપર કોઠીનો અંગરસ મધ અને લીંડીપીપર સાથે આપવો.

ગુંદર થડમાથી નીકળે છે. તે સફેદ હોઈ પારદર્શક હોય છે. બાવળના ગુદરના બદલે તે ઘણો વપરાય છે. ચિત્રકારોના રંગો બનાવવા તથા બીજા રંગો બનાવવા તેમ જ વાર્નિસમા તે વપરાય છે.

તાડ વૃક્ષના પાદડા ઉપર લખવા માટે **“સાયમીજ લોકો”** પીળી શાહી બનાવવામા પણ એ વૃક્ષના રસનો ઉપયોગ કરે છે.

ચટણી વગેરે બનાવવામા અને શરબત કરવા ફળનો ઉપયોગ થાય છે પાકેલા ફળનો મુરબ્બો પણ થાય છે.

ફળના કવચની તપકીર સુઘવાની ડાબડીઓ બને છે

વૈદ્ય લોકો પાદડાનો ઘણો ઉપયોગ કરે છે. એનાં બિયા હૃદયરોગ, મસ્તકશૂળ, વિષ અને વિસર્પનો નાશ કરે છે.

**વાવેતર અંગે સૂચન** —બીજથી વૃક્ષ ઊગે છે. ઉઘાડી જમીનમા તે જલદી ઊગે છે. મોટા બગીચામા પાદડા તથા ફળનો ઘણો ઉપયોગ હોવાથી ઉગાડવામા આવે છે.

## કુંતી

મરાઠી નામ—કુ તી.

બોટેનિકલ નામ—મગયા ઈકઝૌટિકા-લીન્

ગણ—રૂટેસી-કોઠીનો વર્ગ.

**વિસ્તાર :**—આ વૃક્ષ ચીન, ઑસ્ટ્રેલિયા, પૅસિફિક આઈલૅન્ડ્ઝ લકા ઇત્યાદિ દેશોમા ઘણા મોટા પ્રમાણમા મળે છે મુબઈ, માથેરાન, મહાબળેશ્વર, કોકણ ઇત્યાદિ ભાગોમા પણ પ્રાપ્ત થાય છે.

**વર્ણન :**—વૃક્ષ નાનુ ૧૫ થી ૨૦ ફૂટ સુધી ઊચુ થાય છે. એ તદ્દન લીલુ રહે છે પાદડા દ્વિભાજિત હોઈ, ૪ થી ૭ ઈચ લાબા થાય



કુંતી

છે. તેના વૃંતો માત્ર કેશરહિત હોય છે. એની શાખાઓ પાતળી હોય છે. પર્ણો ૩ થી ૭ હોઈ એકાન્તર હોય છે. ૧½ થી ૩ ઈંચ લાંબાં અને ¾ થી ૧½ ઈંચ પહોળું હોઈ ટોચ પરનું પત્ર ઘણું મોટું હોય છે. લંબ આકારવાળી પત્રની ટોચ ખાંચાવાળી હોય છે.

પુષ્પો તદ્દન સફેદ, સુગંધિત અને છેડા ઉપર સમશિખીમાં હોય છે. પાંખડીઓ ½ થી ¾ ઈંચ લાંબી તદ્દન સીધી સફેદ અને તેનો ઉપલો ભાગ પ્રસૃત હોય છે. વજ્રો માત્ર નાના, ગાંડવાળા લાંબા હોય છે. જૂનથી ઑકટોબર સુધી પુષ્પો આવે છે. કેસરો ચપટાં, સોયના આકાર જેવાં પુષ્પો પરાગના નીચલા ભાગમાં રોચવાળાં હોય છે. બીજાંડ કોષ બે વિભાગમાં હોય છે. ફળ બોર જેવા આકારનાં અને ½ થી ¾ ઈંચ લાંબાં રોચવાળાં હોય છે.

**વાવેતર અંગે વિવેચન :**—દેખાવમા વૃક્ષ શોભાયમાન હોય છે. પુષ્પો ઘણા સુગંધિત હોય છે જેથી બગીચાઓમા ઘણાખરા ભાગોમા તે ઉગાડવામાં આવે છે.

## કમરક

ગુજરાતી નામ—કમરક

મગઢી નામ—કમરક

બોટેનિકલ નામ—એન્હેરોહા બિલીંબી-વીન્.

ગણુ—જીગનીએસી—(ગુલમેંદીનો વર્ગ).

**નામનિર્દેશ :**—એન્હેરોહા—આ અરેબિઅન શબ્દ એવ્હેરોઈસ નામના સાહેબના સન્માનાર્થક છે.

બિલીંબી આ શબ્દ તદ્દેશીય નામ ઉપરથી લીધો છે મૂળસ્થાન નિશ્ચિત કહેવાતુ નથી.



કમરક

**વિસ્તાર :**—ઉષ્ણકટિબંધીય એશિયામા આ વૃક્ષો ઘણા મળે છે. મૂળ સ્થાન નિશ્ચિત કહેવાતુ નથી.

**વર્ણન :**—નાના કદનું એ વૃક્ષ હોઈ, ૧૫ થી ૬૦ ફૂટ ઊચું થાય છે.

પાદડાં ગુચ્છોમા શાખાઓની ટોચે ઘણા ઊગે છે. પાદડા દ્વિવિભાજિત હોઈ, ૧૮ થી ૨૦ ઇંચ સુધી લાબા અને નાના હોય છે. પુષ્પો થડ ઉપર ઊગે છે તેમ જ શાખાઓ પર ઊગેલા હોય છે. સફેદ, લાલ રંગના પુષ્પો ઘણી શોભા આપે છે. ફળ ગોળ, ખૂણાવાળું ૩ થી ૪ ઇંચ લાબુ લીલું થાય છે.

**વિશેષ નોંધ :**—વૃક્ષ જ્યારે ફળનું હોતું નથી ત્યારે કેવળ કદાચિત્ એ ગુજબેરી નામના વૃક્ષ જેવું લાગે છે; અને કોઈક વખતે ઓળખવામા પણ ભૂલ થવા સંભવ હોય છે; પણ ગુજબેરી વૃક્ષના પાદડાં હંમેશા સમાતર ન હોના તે એકની એકાતર થાય છે અને અને કમરક વૃક્ષના પાદડા તદ્દન સામસામે હોય છે અને આ એક જ ફરક બન્ને વૃક્ષોમાં ખુલ્લો જણાય છે.

**વાવેતર અંગે સૂચન :**—એ વૃક્ષ બીજથી ઊગે છે. તદ્દન લીલા રહેના પાદડા હોવાથી તથા પુષ્પો સફેદ લાલરંગના હોવાથી, તે એક શોભાયમાન વૃક્ષ છે. એના ફળ ખાવામા ઘણા સારા લાગે છે, એટલે એનુ વાવેતર સાર્વજનિક બગીચાઓમા તેમ જ નાના કમ્પાઉડવાળા ઘરના બગીચાઓમા પણ ઉગાડવા જેવું તે વૃક્ષ છે.

## આલવો

ગુજરાતી નામ—આલવો અથવા અરડુસી.

મરાઠી નામ—મહાનિંબ

હિંદી નામ—મહારૂખ.

મલયાળી નામ—મેટ્રીગોન્ગીલ્યમ્.

તેલગુ નામ—પેદ્દામન.

અંગ્રેજી નામ—ટ્રી ઓફ ધી હેવન.

બોટેનિકલ નામ—એલંન્થસ્ એક્સેલસા-રોક્સબર્ગ-ગણુ-સાઈમારૂબેસી.

**નામનિર્દેશ :**—એલંન્થસ્ આ લેટિન શબ્દ એલંટો ઉપરથી નીકળ્યો છે. તેનો અર્થ ટ્રી ઓફ હેવન્ ( સ્વર્ગનું ઝાડ ) થાય છે.

માલુકાસમા આ વૃક્ષની એક જાતિ મળી આવે છે.

**વિસ્તાર :**—આ વૃક્ષો હિંદુસ્તાનના સરકાર્સ પ્રદેશોમાં ૧૭૯૭ની સાલમા વિલ્યમ્ રોક્સબર્ગ એમણે જોયાં હતાં. ગુજરાતમાં, દક્ષિણમાં અને હિંદુસ્તાનના પ્રદેશોમાં તે ઘણાં મળી આવે છે. સમુદ્રકિનારે તેમ જ સૂકી ભૂમિમાં આ વૃક્ષો થતાં નથી. ધી ઈંડીઅન પેનીન-શુલામાં વધારે થાય છે.

**વર્ણન :**—એ વૃક્ષ ૭૦ થી ૮૦ ફૂટ લાંબાં થાય છે. છાલ સફેદ અને સુંવાળી હોય છે. પાંદડાં દ્વિવિભાજિત શાખાઓ ઉપર, આસમાની રંગવાળા અને દાંતાવાળા છેડા ઉપર ઊગે છે. પુષ્પો ગુચ્છોમાં, સફેદ કે પીળા રંગવાળાં થાય છે. ફળ નાનું, ચપટું પાંખડીવાળું કે શીંગ જેવું થાય છે. તે ભાલાકારનાં અને નોકદાર બન્ને બાજુએ થાય છે; દરેક ફળમાં એક જ બીજ હોય છે.

**ઉપયોગિતા :**—લાકડાનાં ખોખાં બનાવવામાં આવે છે. આ લાકડું વજનમાં ઘણું હલકું અને સફેદ હોય છે. માછીમાર લોકો તેનો ઉપયોગ કરે છે. છાલનો ઉપયોગ શક્તિવર્ધક પૌષ્ટિક પદાર્થ તરીકે થાય છે.

**વાવેતર અંગે સૂચન** :—સારી જમીન અને ઉષ્ણ પ્રદેશોમા એ વૃક્ષ થાય છે. બીજમાથી વૃક્ષ ઉત્પન્ન થાય છે. ઘણી ઊંચાઈ હોવાથી સાર્વજનિક બગીચાઓમા ઉગાડવામા આવે છે તે એક શોભાયમાન વૃક્ષ છે

## લીમડો

ગુજરાતી નામ—લીમડો

મરાઠી નામ—નીમડા અથવા કડુ લીમડા

અંગ્રેજી નામ—માર્ગોસા

સંસ્કૃત નામ—તિક્ષ્ણ, પિચુમર્દ, પિચુમંદ, તિક્તક, અરિષ્ટ, પારિભદ્ર, હિંગુનિર્વાસ

બોટેનિકલ નામ—એઝેડિરેકટા ઇન્ડિકા જસ્

ગણ—મેલિયેસી.

**વર્ણન** :—એ વૃક્ષ ૬૦ થી ૭૦ ફૂટ ઊંચું થાય છે તે ઘણા વરસ સુધી જીવે છે પાનખર ઋતુમા પાંદડા ખરી જાય છે અણીદાર પાદડા સંયુક્ત લીલા એક ડાળી પર સામસામે અને છૂટાછવાયા હોય છે, પણ કુમળા પાદડા રાતા રંગવાળા અને ચળકતા હોય છે. ભારતમા સર્વત્ર ઠેકાણે તે થાય છે. ફૂલો સફેદ રંગના ઝીણા, કડવી વાસવાળા હોય છે નાની ગયણ જેવા ફળને લીંબોળીઓ કહે છે શરૂઆતમા એનુ ફળ પ્રથમ લીલુ અને પાકુ થતા પીળુ થાય છે કાચા ફળ ઘણા કડવા લાગે છે કાગડાઓ તે ફળ ઘણા ખાય છે, માટે તેને કાકફળ પણ કહેવાય છે બીજ નાના હોઈ, તેમાથી તેલ નીકળે છે તેને "માર્ગોસા" તેલ કહે છે

બોટેનિકલ નામ—મેલીઆ એઝેડગેક-લીન્

ગણ—મેલીયેસી-(લીમડાનો વર્ગ)

**નામનિર્દેશ :**—મેલીઆગ્રીક શબ્દનો અર્થ રક્ષા(રાખડી) થાય છે આ વૃક્ષો રાખોડી જેવા રગના હોતા નથી તોપણ આવું નામ પડયુ છે.

એઝેડગેક આ પર્શિઅન શબ્દ છે અને તેનો અર્થ સ્વતન્ત્ર વૃક્ષ થાય છે.

**વિસ્તાર :**—આ વૃક્ષોનુ મૂળ ઉત્પત્તિસ્થાન હિંદુસ્તાનના સિન્હાલીક પ્રદેશોમા તથા સબ-હિમાલયના પ્રાંતોમા છે. બર્મા, ચીન, ઈંગન વગેરે દેશોમા તે ઘણા થાય છે. બલુચિસ્તાનમા તે નૈસર્ગિક રીતે ઊગે છે. પાનખર ઋતુમા તે ઘણા ઊગે છે અને જલદી ફલીભૂત થાય છે.

**વર્ણન :**—આ વૃક્ષોનુ થડ ઘણુ મોટુ થતુ નથી; તે ૧૫ થી ૨૫ ફૂટ સુધી ઊંચુ થાય છે, પાંદડા મયુક્ત થાય છે પુષ્પો માર્ચમા આવે છે. પુષ્પગુચ્છો ઘણા સુગંધિત હોઈ, લીંબોળીઓ એપ્રીલમા આવે છે અને શિયાળાની ઋતુમા પરિપકવ થાય છે. પ્રથમ અવસ્થામા ફળ સુવાળા હોય છે, પણ થોડા વખત પછી તેના પર નાની ગાંઠો જણાય છે ફળ લીમડા જેવા કડવા આવે છે.

**ઉપયોગિતા :**—બીજ વિષયુક્ત થાય છે પણ દવાઓમા વપરાય છે. પાદડા તથા પુષ્પોનો ઉપયોગ પોટીસ તરીકે વપરાય છે. માથાના વાળ ખરી ગયા હોય તો "એ થેલ મે ટીક" તરીકે વપરાય છે. છાલ કડવી હોય છે આ છાયાવૃક્ષ છે. લાકડું ઇમારતના કામમા ઘણું જ ઉપયોગી છે. એને જંતુ લાગતા નથી.

**વૃક્ષારોપણ અંગે સૂચન :**—આ વૃક્ષો ઘણા સુશોભિત થાય છે, બગીચામા અને ઘરના કમ્પાઉન્ડમા ઉગાડવામા આવે છે. તે છાયડો ઘણો સારો આપે છે. વૃક્ષો ઘણા જલદી ઊગે છે. રાજમાર્ગ ઉપર આ વૃક્ષો ઉગાડવા સારા નથી; કારણ કે તેના મૂળ ઊંડા હોતા નથી અને ઝંઝાવાતમા ટકી શકતા નથી વૃક્ષ બીજમાથી વરસાદમા ઘણા ઊગે છે. બીજમા જીવનસત્ત્વ વધારે દિવસ ટકતુ નથી. માટે બને તેમ સારા બીજ ઉગાડવા. એક વરસમા જ તેની ૮ થી ૧૦ ફૂટ ઊંચાઈ થાય છે. કડવા લીમડાના વૃક્ષો કરતા આ વૃક્ષો ઘણા અવરોધોનો પ્રતિકાર કરે છે. જીવાત કે ઉંદર વગેરેથી તે સુરક્ષિત રહે છે કારણ કે તે કૃમિનાશક હોય છે.

## આંબો

તેલગુ નામ—મામિડી, ચેટુ, મવી

ગુજરાતી નામ—આંબો.

મરાઠી નામ—આંબા.

બંગાલી-હિંદી નામ—આમ.

અંગ્રેજી નામ—મૅંગો.

બોટેનિકલ નામ—મૅંજીફેરા ઇંડિકા

ગણ—અનાકાર્ડીએસી (આંબાનો વર્ગ).

સંસ્કૃત નામ—આમ્ર.

કર્ણાટકી નામ—માવિનમારા, માવિણહૃણુ.

**વિસ્તાર :**—આંબાનુ ઝાડ ઘણા લાંબા કાળથી આપણા દેશનુ વતની છે. એનું મૂળ સ્થાન હિમાલયની તળેટીમા હતુ અને ત્યાથી એ દક્ષિણ તથા પૂર્વ તરફ પ્રસરેલુ જણાય છે. આઈન-એ અકબરીમા તથા

તે સમયમા આપણા દેશમા આવેલા પરદેશી મુસાફરાના અહેવાલોમા પણ એની ઘણી જાતો હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમા થવાનુ સૂચન છે. એ ઉપરથી તે વખતે પણ આગાનુ વાવેતર ઘણુ પ્રસરેલુ તથા ઘણી સારી સ્થિતિમા હોવાનુ અનુમાન થઈ શકે છે સસ્કૃત દતકથાઓમા તથા ઘણી જૂની લોકવાર્તાઓમા પણ એન નામ ઘણી વાર જોવામા તથા સાભળવામા આવે છે એ ઉપરથી પણ એના વાવેન ની પ્રાચીનતા સિદ્ધ થાય છે ૪૦ થી ૫૦ ફૂટ ઊંચા આ વૃક્ષનો ઘાયડો ઘણો પથરાયેલો હોન છે. રાનમા ઊગના આગાને ગની આગા કહે છે ખેતરમા અને જે ઉચી જાતના આગા હોય છે તેને 'ઈગ્સાન આગા' કહે છે

**વર્ણન :**—હાલમા ઘણી જાતના આબા વાવવામા આવે છે જુદી જુદી જાતના આબા જુદી જુદી મોસમમા ફળે છે, મે માસથી નવેમ્બર માસ સુધી કેરીઓ ઊતર્યા કરે છે જુદી જુદી જાતો ઉપલબ્ધ છે તેના નામ —

(૧) આફૂસ, (૨) કૌઆભોગ, (૩) દરભગાની કરી, (૪) સફેદ, (૫) ગોપાલભોગ, (૬) કાકડીઆ, (૭) કારેનના, (૮) બાકા, (૯) પાયરી, (૧૦) લગડો, (૧૧) દાડમિયો, (૧૨) ગઝપુરી, (૧૩) કેસર

આબાનો મ્હોર ઘણી મીઠી સોરમવાળો હોય છે તથા એની છગા ઘણી સુદર દેખાય છે સસ્કૃત કવિઓ એને વનનો રાજા તથા એનો મ્હોર એ કામદેવના પાચ પુષ્પબાણમાનુ એક બાણ છે એમ કહે છે એના પાદડા લીલા, લબગોળાકાર, ચગકતા મયુક્ત પર્ણવગા અને એકાતર હોય છે પાદડા તોરણ વગેરેમા વપરાય છે અને પચ પલ્લવમા એની ગણતરી કરવામા આવે છે ફળ કેરીના અથાણામા તથા મુરબ્બામા વપરાય છે કેટલીક પાકી કેરીની જાતો કાપીને ખાઈ શકાય છે અને કેટલીક કેરીનો રસ, ચૂસીને કે રસ કાઢીને

ભોજન સાથે લઈ શકાય છે આબાનું ઝાડ સેંકડો વર્ષ જીવે છે. આબો દર વર્ષે એક વાર ફળે છે ખાટી કેરીઓનુ રાયતુ બને છે. કુમળી કેરીને મરવા કહે છે.

**ઉપયોગિતા :**—તેના કાષ્ઠના પાટિયા બનાવવામા આવે છે અને બારીઓ અને બારણાની સાખો બનાવવામા ઉપયોગ થાય છે. આબાના પાટિયા રંગમા કાંઈક લીલાશ પડતા પીળા હોય છે. કુમળી કેરી ( મરવા ) પિત્ત, વાત, કફનો નાશ કરનારી છે.

**વાવેતર અંગે સૂચન :**—આબો ઘણા પ્રાચીન અને પવિત્ર વૃક્ષ તરીકે ગણાવામા આવે છે બીજમાથી ઝાડ ઊગે છે તેમ જ કલમો કરીને પણ વૃક્ષ થાય છે.

બગીચાઓમા અને રાજમાર્ગમા તે વૃક્ષાવલિ તરીકે ઉપયોગી છે.

## સરગવો

ગુજરાતી નામ—સરગવો.

મરાઠી નામ—શેવગા

અગ્રેજી નામ—ડ્રમસ્ટીક ટ્રી

હિંદી નામ—સોઅનજાના.

બોટેનિકલ નામ—મોરિંગા ઓલીફેરા-લેમ્.

પર્યાય નામ—મોરિંગા-ટેરિગોસ્પર્મા-લેમ્ અને ગર્ટન્.

સંસ્કૃત નામ—શોભના.

ગણ—મોરિંગેસી-( સરગવાનો વર્ગ ).



સરગવો

**નામનિર્દેશ :**—મોરિંગા આ તામિલ નામ છે. ઓલીઈફેરા આ લેટિન શબ્દ છે. એનો અર્થ તૈલસંપાદિત થાય છે. ટેરીગોસ્પર્મા આ ગ્રીક શબ્દ છે અને તેનો અર્થ પાંખવાળા બીજવાળો થાય છે.

**વિસ્તાર :**—મૂળ પશ્ચિમ હિમાલય ભૂમિનું એ વૃક્ષ છે. ઓધમાં મોટા પ્રમાણમાં પણ હિંદુસ્તાનના દરેક ભાગમાં આ વૃક્ષો ઊગે છે.

**વર્ણન :**—પાનખર ઋતુમાં તેનાં પાંદડાં ખરી જાય છે. આ ઘણું શોભા આપતું, મધ્યમ કદનું વૃક્ષ ૨૦ થી ૩૦ ફૂટ ઊંચું જાય છે. વિભાજિત તથા દ્વિવિભાજિત પાંદડાંની ડાખળીઓ ઘણી લાંબી થાય છે. પાનખર ઋતુમાં પાંદડાં બધા ખરી જાય છે. પુષ્પો ફેબ્રુઆરીથી એપ્રિલ માસ સુધી ઘણાં આવે છે. સફેદ, સુંદર પુષ્પો છૂટા છૂટા ગુચ્છોમાં થતા હોઈ, તે સુગંધિત હોય છે, અને તેમાં મધ રહેલું હોય છે; તેથી ઘણી મધમાખીઓ તેમના ઉપર બેસી મધુપાન કરે છે. તેનાં

પુષ્પો ઘણા લાબા અને લટકતા વૃંતો ઉપર ઊગે છે. ફળ-શીંગ વગેરે થાય છે; પણ ત્રિખૂણાવાળી તે થાય છે; અને બહારથી જ અંદર રહેલા બીજ સ્પષ્ટ રીતે જણાય છે. શીંગો ઘણી લાબી, લટકતી, સ્વાદિષ્ટ, રોચક અને પથ્યકર થાય છે.

**ઉપયોગિતા :**—પાદડા તથા પુષ્પો અને કુમળી શીંગો શાકભાજીમા વપરાય છે. બીજમાથી "બેનઑઈલ" નીકળે છે. વૃક્ષોની છાલમાથી રેષાઓ કાઢે છે અને ગુંદર ઘણો નીકળે છે. "ટ્રેગાકાચા" નામનો પ્રસિદ્ધ ગુંદર આ વૃક્ષથી જ મળે છે. મૂળીઆનુ શાક પણ થાય છે. શીંગો કઢીમા અને દાળમા વપરાય છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાથી વૃક્ષ ઘણુ જલદી ઊગે છે અને કલમોમાથી પણ થાય છે. ઘરના કમ્પાઉન્ડમા તથા બગીચાઓમ શોભાવૃદ્ધિ કરવા એ વૃક્ષનો ઉપયોગ થાય છે.

## ખાખરો

ગુજરાતી નામ—ખાખરો, ખાખડ, કાકીઆ, કેસૂડો, પલાશ.

મરાઠી નામ—પલાશ, કકાયા.

હિંદી નામ—ધાક, પલાશ, છાલચા, કાંકી.

સંસ્કૃત નામ—કિંશુક, પલાશ.

બોટેનિકલ નામ—બ્યુટીઆ ફ્રોન્ડોસા-રૉક્સબર્ગ.

પર્યાય નામ—બ્યુટીઆ મોનોસ્પર્મા-ટૌબ.

ગણુ—પેપીલીઓનેસી-(ગોકર્ણીનો વર્ગ).

**નામનિર્દેશ :**—બ્યુટીઆ આ નામ જૉન સ્ટુઅર્ટ-અર્લ ઑફ-બ્યુટના નામ ઉપરથી પડ્યું છે અને ફ્રોન્ડોસા એટલે પર્ણયુક્ત.

**વિસ્તાર :**—મૂળ આ ઝાડ હિંદુસ્તાનનુ છે અને તે ઘાસવાળી જમીનમા ઘણુ ઊગે છે, ઉઘાડી પડતર જગ્યા, જગલોમા પણ પુષ્કળ થાય છે. બર્મા તથા સીલોનમા પણ આ ઝાડ વધારે થાય છે પર્વતની તળેટીઓ તથા પહાડી મેદાનોમા ઊગતા ઝાડમા આ ઝાડ સુદરમા સુદર છે

**વર્ણન**:—આ નાના કદનુ, પાનખ ઋતુનુ ઝાડ છે રોપ્યા પછી તે વાકુચુકુ ઊગે છે એનુ થડ પણ વીટાળેલુ અને રેષાવાળુ હોવાથી, છાલ તદ્દન હલકી બદામી રગવાળી જણાય છે તે ૬ થી ૧૦ ફૂટ સુધી ઊંચુ જાય છે જૂના પાદડા ફેબ્રુઆરીમા ખરી પડી જાય છે, અને તે વખતે ઝાડની ડાળીઓ સુદર કેસૂડાના ફૂલોથી અત્યત સુશોભિત દેખાય છે ત્યાર પછી એપ્રિલ, મેમા નવા પાદડા આવે છે ફૂલ કળીની અવસ્થામા હોય છે ત્યાર પણ ફૂલના સુદર મુખબધ જેવા લીલા બહિગર્ભાદનથી તે સુદર દેખાય છે પુષ્પો અતેજ તદ્દન લાલચોળ રગવાળા અને તેના વજ્રો (પુષ્પસ ગ્રક્ષિત દલ) તદ્દન કાળા પણ પોપટની ચાચના આકારના જણાય છે આ વજ્રો એપ્રીલ મેમા ઘણા ગુચ્છોમા આવે છે કોઈક ઝાડ પર તો તદ્દન પીળા નારગી રગના પણ જેવામા આવે છે પુષ્પોની કળીઓ ઘણી કેસયુક્ત અને બદામી રગવાળી થાય છે ઝાડના ઊંચા ભાગમા ટોચ પર તેના ફૂલો ઘણા થાય છે રગ પણ લાલચોળ હોવાથી ઉનાળાની ઋતુમા શરૂઆતમા તે **"અગ્નિની જવાલા"** જેવા દૂરથી જણાય છે મ ટે આ ઝાડને જગલની **"પ્રજ્વાલિત અગ્નિની જ્વાલા"** એવી ઉપમા આપવામા આવે છે પાદડા લાબા વૃતવાળા, ત્રિપર્ણી, ઘણા સુવાળા, લીલા થાય છે, અને વૃતો તો ઘણા સુવાળા, કેશયુક્ત, સફેદ થાય છે ફળ શીગો થાય છે અને દરેકમાં એક જ બીજ હોય છે શીગો પ્રથમ ચપટી, લટકતી રેષાવાળી, સફેદ પણ પીળા રગની ચળકતી થાય છે, પણ પછી બદામી રગવાળી પાકી થાય છે પરિપક્વ શીગો ઘણી હલકી અને જૂન માસમા ઘણી જેવા મળે છે

**ઉપયોગિતા :**—લાકડું હલકું હોય છે અને બાળવાના ઉપયોગમા આવે છે. છાલમાંથી રંગ બને છે. પાદડાં પત્રાળાં તથા પડિયા બનાવવામાં ઉપયોગી થાય છે. સુંદર ઉત્તેજક તરીકે વપરાય છે. પુષ્પોમાંથી રંગ નીકળે છે. મૂળિયાના રેષામાથી દોરડા બને છે. બીજમાંથી તેલ કઢાય છે. પાંદડાનુ ખાતર પણ સારું થાય છે. ડાળખીઓ યજ્ઞોમા પવિત્ર સમીધ તરીકે ઉપયોગમા આવે છે. રેષાઓમાથી કાગળ પણ બનાવવામા આવે છે. લાકડામાથી કાથો નીકળી શકે છે.

**વાવેતર અંગે સૂચન :**—તાજા બીજમાંથી વૃક્ષો સારા ઊગી નીકળે છે. પરિપકવ શીંગોમાથી બીજ કાઢયા પછી તુરત જ રોપણ કરવુ, કારણ કે ઘણા મહિના પછી જીવનસત્ત્વ નષ્ટ થાય છે. એ વૃક્ષ જલદી ઊગતું નથી. નવા બીજમાંથી થયેલા પીલા સતત ત્રણચાર વરસ સુધી જો મુકરર કરેલી જગ્યાઓમાં ફરીથી લગાડવામા આવે અને તેમાંથી નીકળતા નાના પીલાનો ઉછેર સારી રીતે થયેલો જણાય તો જ આ પીલા જુદી જુદી ઋતુના હવામાનમાં ટકી શકે અને આગળ પણ સારી રીતે ઊગી શકે છે. શોભાયમાન પુષ્પો માટે અને ઉપયોગિતાની દૃષ્ટિથી એ વૃક્ષ બગીચાઓમાં શોભા માટે ઉગાડવાં જોઈએ.

## કરંજ

ગુજરાતી નામ—કરંજ અથવા કણજી.

મરાઠી નામ—કરંજ.

હિંદી નામ—કરંજ

સસ્કૃત નામ—ધૃતપૂર્ણ કરંજ, પ્રકીર્યપૂતિક, પૂતિકરંજ, સોમવલ્ક.

અંગ્રેજી નામ—સ્મૂથલીવ્હડ્ પોંગામિઆ.

બોટેનિકલ નામ—પોંગામિઆ ગ્લાબ્રા—વ્હેંટ.



કરંજ

પર્યાય નામ—પોગામિયા પીનેટા–લીન્

ગણ—પૅપિનીઓનેસિ–( ગોકર્ણીનો વર્ગ )

**નામનિર્દેશ :**—પોગામિયા આ તામિલ શબ્દ છે અને પોગા અથવા પોગાલા અને ગ્લાબ્રા આ લેટિન શબ્દો છે, અને તેનો અર્થ કેશવગર અથવા સુવાળા એવો થાય છે

**વિસ્તાર :**—હિંદુસ્તાનના ઘણા પ્રદેશોમા આ વૃક્ષો ઘણા થાય છે બર્મામા ઝરના તથા નદીકિનારે તથા રતાળ પ્રદેશમા અથવા સમુદ્રકિનારે તે ઘણા ઊગે છે; મધ્ય પ્રદેશમા બહુ જ થાય છે પાનખર જંગલમાનુ આ ઝાડ છે. આ ઝાડ ફીકી છાલવાળુ અને સુવાળુ ઘેરાવાવાળુ અને મોટુ થાય છે

**વર્ણન :**—ઝાડ ૨૫ થી ૪૦ ફૂટ ઊંચું વધે છે. માણસથી બાથમા આવે એવું એ થાય છે. થડ અને શાખાઓ ભૂરા કે રાખોડીઆ રંગના હોય છે. એ ઝાડની ચોફેર ઘણી શાખાઓ—ડાળીઓ નીકળેલી હોય છે. ડાળીઓ તોડવાથી તીવ્ર વાસ આવે છે. ઝાડને ખૂબ જ ચળકતાં ઘેરા લીલાં રંગના અને પીળાશ પડતા, ગોળ કે લંબગોળ પાન થાય છે. પાનના છેડા બુઠ્ઠા અણી વગરના હોય છે. ભૂરા તથા સ્ફેદ રંગના ફૂલોના ગુચ્છો વર્ષાઋતુની શરૂઆતમા આવે છે તેને બદામ આકારની પણ ચપટી શીંગો આવે છે. શીંગો ભાગવાથી રતાશ પડતાં ભૂરા રંગના બી નીકળે છે. તેની વાસ તીવ્ર અને કડવાશ પડતી હોય છે.

**ઉપયોગિતા :**—પાનનો તથા બીજનો ઘણો ઉપયોગ ઔષધિ બનાવવામા આવે છે. છાલ, ગૂળિયા વગેરેનો ઉપયોગ પ્રસિદ્ધ છે. કણજીનુ તેલ જતુનાશક હોવાથી ઘણું ઉપયોગી થાય છે. પાદડાનો ઉપયોગ ખાતરમા થાય છે.

**વાવેતર અંગે સૂચન :**—તે રાજમાર્ગમા વૃક્ષાવલિ તરીકે ઉપયોગી છે. ઔષધિની દૃષ્ટિથી તેનો ઘણો ઉપયોગ હોવાથી તેમ જ બગીચાની શોભાની વૃદ્ધિ કરવા આ છોડ રોપવા જોઈએ. રેલવે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર રોપવાને માટે આ વૃક્ષનો ઉપયોગ થાય છે. બીજમાથી ઝાડ જલદી ફૂટી નીકળે છે. ચોમાસામા કલમો કરી રોપવામા આવે તોપણ ઊગી નીકળે છે.

## આગથીઓ

ગુજરાતી નામ—આગથીઓ.

મરાઠી નામ—આગસ્તા, હાદગા.

હિંદી નામ—અગસ્તા, હથિઆ.

બંગાલી નામ—બક.

તામિલ નામ—અગતિ

અંગ્રેજી નામ—લાર્જ ફ્લાવર્ડ ઍગટી

બોટૅનિકલ નામ—સેસબેનિયા ગ્રૅંડિફ્લોરા-પૉઇર

પર્યાય નામ—ઍગટી ગ્રૅંડીફ્લોરા.

ગણ—પૅપિલીઓનેસિ (ઝોકર્ણીનો વર્ગ-શીંગોનો ઉપવર્ગ)

**નામનિર્દેશ :**—સેસબેનિયા-આ શબ્દ એરેબિક છે, કારણ કે ઇજિપ્તમા આ ઝાડ ઘણા ઊગે છે ગ્રૅંડીફ્લોરા એટલે ઘણા મોટા સુદર શોભાયમાન પુષ્પો ધારણ કરનાર, કારણ કે જેટલા આની જાતના વૃક્ષો છે તેમા આગથીઆના પુષ્પો ઘણા સુદર દેખાય છે

**વિસ્તાર :**—મોરિશસ બેટોમા, અને હિંદુસ્તાનથી નૉથ ઑસ્ટ્રેલિયા સુધી આ વૃક્ષો થાય છે

**વર્ણન :**—એ વૃક્ષ ઘણુ જલદી ઊગે છે અને મોટુ થાય છે પાદડા દ્વિવિભાજિત હોઈ તેની ડાળખીઓ લાબી, હલકી, સફેદ ધાવવાળી, ઝીણી ઝીણી પત્તીઓવાળી, આમલીના વૃક્ષો જેવી, લીના રગવાળી ઘણી સારી દેખાય છે પુષ્પો ધોળા અને ગતા રગના હોય છે પુષ્પો તદ્દન મોટા, સારા સફેદ, ચકનીના મોઢા જેવા, લટકતા ગુચ્છોમા ખીલે છે ડિસેબરથી જાન્યુઆરીમા પુષ્પો ઘણાં આવે છે સાજે જે પુષ્પો ફિક્કા સફેદ જણાય છે, તે જ સવારે સુદર ગુલાબી રગના જણાય છે ઘણાખરા પુષ્પો સાજે વૃક્ષો પર ખીલે છે પુષ્પોમા મધ વધારે હોવાથી, નાના પખીઓ રાત્રે તેમાથી મધ ચૂસે છે તે જ વખતે પુષ્પપરાગાનયન-એક પુષ્પમાથી બીજા પુષ્પોમા થવાથી-ફળધારણાનુ કાર્ય નૈસર્ગિક રીતે સહજ થાય છે તેનુ ફળ શીંગ થાય છે શીગ ઘણી લાબી ચપટી, બીજવાળી સકુચિત થાય છે

**ઉપયોગિતા :**—પાદડામાથી લીલો રંગ તૈયાર કરવામા આવે છે. કુમળા પાદડા, પુષ્પો અને શીંગો શાકમા વપરાય છે. પાદડા જાનવરો ખાય છે ઔષધિની દૃષ્ટિએ વૃક્ષનો ઘણો ભાગ ઉપયોગમા આવે છે. પાદડાનો અને પુષ્પોનો રસ આદાશીશીવાળા દર્દીઓના નાકમા નાખવાથી દુ:ખ મટે છે. ખાતર તરીકે વૃક્ષ ઉપયોગી છે.

**વાવેતર અંગે સૂચન :**—વરસાદમા બીજમાથી ઝાડ ઊગે છે. પુષ્પો ઘણા સુદર અને સુગધિત હોવાથી બગીચાઓની શોભા વધારવા આ વૃક્ષો રોપવામા આવે છે. લાકડું ઘણુ હલકુ હોવાથી તેના વૃક્ષો રાજમાર્ગમા લગાડવા નહી. કમ્પાઉન્ડ કરવામા એ ઝાડ ઉપયોગી છે. એક વરસમા જ એ વૃક્ષને ફૂલ ઊગી નીકળે છે. બગીચાઓ વગેરે ઠેકાણે જમીનમા તે ઘણા ઊગે છે એ ઝાડ સાતઆઠ વર્ષ કરતા વધારે રહેતુ નથી

## પાંગારો

ગુજરાતી નામ—પાડેરવો, પારિભદ્ર

મરાઠી નામ—પાગારા.

હિંદી નામ—પાંગ્રી, ફરાડ, ધાડપ ફરહદ, જલનીમ

સસ્કૃત નામ—માદાર, રક્તકેસર.

અગ્રેજી નામ—ઇંડિયન કોરલ ટ્રી.

બોટેનિકલ નામ—ઇરીથ્રાઇના ઇંડિકા–લેમાર્ક–વ્હરાઈટી–પાર્સેલાય્

પર્યાય નામ—ઈરીથ્રાયના કોરીએગેટા–લીન્

ગણુ—પેપિલીઓનેસિ

**નામનિર્દેશ :**—ઇરીગ્રાઇના એક શબ્દ છે. સાધારણ રીતે બિહાર, બંગાલ અને સમુદ્રના કિનાર ઉપરના જંગલોમા આ ઝાડ ઘણા થાય છે. બર્મા, આદામાન, નિકોબાર, જાવા, પોલીનેશિયામા અને હિમાલયના પ્રાંતોમા પણ તે ઘણા થાય છે. પાનખર વૃક્ષોમાનુ આ વૃક્ષ હોવાથી શિયાળામા પાન ખરી જાય છે.

**વર્ણન :**—નાના કદનુ અને ઘણું જલદી તદ્દન સીધું ઊગે એવુ આ ઝાડ છે. ત્રિપાંની પાદડા લાબી ડાળખીઓ પર ઘણા આવે છે અને તે પાકા લીલા રંગની ગોભા ઘણી આપે છે. પુષ્પો ગુચ્છોમા ડાળખીઓની ટોચ પર લાલ ઘટ્ટ રંગના ઘણા ઊગે છે અને તે પણ વૃક્ષની શોભા વધારે છે. પુષ્પો જુદી જુદી આગળીઓની માફક વૃક્ષો પર જણાય છે. ફેબ્રુઆરીથી એપ્રિલ આખરે ફૂલો આવે છે, તે વખતે વૃક્ષો પર પાદડા હોતા નથી. ફળશીંગ ૬ થી ૧૨ ઇંચ સુધી લાબી અને ખાંચાવાળી તે થાય છે. પ્રથમ તે લીલા રંગની હોય છે પણ પરિપક્વ દશામા તદ્દન કાળી પડી જાય છે. બીજ દરેક શીંગમા બારેક થાય છે. બીજને આકાર માણસના મૂત્રાશય જેવો થાય છે.

**ઉપયોગિતા :**—કઢીમા તેના કૂળા પાદડા વાપરાય છે. લાકડું કોતરવાના કામમા ઘણા લોકો વાપરે છે, કારણ કે તે ઘણું પોચું હોય છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજથી તથા કટીંગ્જમાથી પણ આ વૃક્ષો ઊગે છે અને ડાળખીઓ જમીનમાં દાટી દેવાથી પણ મૂળિયાં ઉત્પન્ન થઈ વૃક્ષ મોટા થાય છે. મોટું વૃક્ષ ઘણા થોડા મહિનામા તૈયાર થાય છે કારણ કે આ વૃક્ષોના મૂળીઆં ઘણાં ઊંડા, ભૂમિમાં જતા નથી. વૃક્ષ એક વર્ષમા પુષ્પિત થાય છે પણ ઝંઝાવાતમાં ટકી શકતું નથી અને પડી જાય છે. માટે વૃક્ષારોપણ સાધારણ રીતે વધારે જોરદાર પવનથી બચાવ થઈ સંરક્ષણ થાય એ દૃષ્ટિએ બાજુ પર વાવેતર

કરવું, કારણ કે એ તેનું થડ ઘણું પોચું હોય છે. પુષ્પો તથા પાંદડાંની શોભા ઘણી સારી જોવામાં આવતી હોવાથી, ઘરના કમ્પાઉન્ડ તેમ જ રાજમાર્ગો ઉપર વૃક્ષાવલિ તરીકે ઉગાડવામાં પણ તે ઉપયોગી છે. ચંદીગઢમાં તો આ વૃક્ષોની હારની હાર ઘણા ઠેકાણે જોવા મળે છે.

## સીસમ

ગુજરાતી નામ—સીસમ.

મરાઠી નામ—શીસવ.

હિંદી નામ—શીસવ.

બંગાલી નામ—શિશુ.

કન્નડ નામ—બીટી.

તામીલ નામ—ઈરીવડી.

સંસ્કૃત નામ—શિંશુપા.

અંગ્રેજી નામ—બૉબે રોઝવુડ અથવા બૉબે બ્લૅક વુડ અથવા ઇન્ડિયન રોઝવુડ.

બોટૅનિકલ નામ—ડૉલ બર્જીઆ લેટીફોલીઅ.–રૉકસબર્ગ.

ગણ—પૅપીલેઓનેસિ–(ગોકર્ણીનો વર્ગ).

**નામનિર્દેશ** :—ડૉલબર્જીઆ આ નામ એન ડૉલબર્ગ–સ્વીડીશ વનસ્પતિશાસ્ત્રજ્ઞના નામે ૧૮૧૯માં પડ્યું છે. લૅટી ફોલીઆ એટલે વિસ્તીર્ણ પાનવાળું.

**વિસ્તાર** :—હિમાલયની તળેટીમાં આ વૃક્ષનું મૂળ સ્થાન છે; તેમ જ મધ્ય તથા દક્ષિણ હિંદુસ્તાનના પ્રદેશોમાં તે ઘણાં થાય છે. તે ડુંગર પ્રદેશ વિભાગમાં લગભગ ૧૫૦૦ ફૂટ ઊંચાઈ પર ઘણાં સહેલાઈથી

ઊગે છે, પણ પાનખર ઋતુમા મધ્ય તથા દક્ષિણ હિંદુસ્તાનના પ્રદેશોમા એ વૃક્ષો ઘણા ઊંચા જતા નથી અને જરાક વાકાચૂકા ઊગેલા જણાય છે, અને ૧૦ મીટરથી વધારે ઊંચાઈમા જોવામા આવતા નથી, પણ દક્ષિણ હિંદુસ્તાનના વિભાગોમા કોઈક વખત એ વૃક્ષ ૨૦ થી ૩૫ મીટર સુધી પણ ઊંચા ગયેલા છે, સહ્યાદ્રિ પર્વત ઉપર અને મલબાર પ્રાતમા એની ઉત્પત્તિ વિશેષ થાય છે

**વર્ણન** :—પાનખર ઋતુમા આ વૃક્ષના પાદડા ખરી જાય છે આ વૃક્ષની ડાળીઓ ઘણી વિસ્તૃત છાયાવાળી થાય છે પાદડા શિયાળાની ઋતુમા ખરી જાય છે તોપણ બિલકુલ પાદડા વૃક્ષ ઉપર રહેતા નથી એવુ કોઈ પણ વખત બનતુ નથી પાદડાના વૃન્તો પાદડાની વચ્ચે હોવાથી તેના ઉપર ૫ થી ૭ પર્ણિકાઓ એકાતર રહે છે પર્ણિકા મડળાકૃતિ આકારની અને ઉપરના ભાગમા લીલા રગવાળી અને નીચે ઝાખા લીલા રગવાળી થાય છે પુષ્પો સફેદ રગના અને કન્જ વૃક્ષના સફેદ પુષ્પો જેવા દેખાવમા થાય છે પાદડાના કક્ષોમાથી પુષ્પો લટકતા જણાય છે ફળ ચપટુ, લાબુ શીગ જેવુ થાય છે, અને તેની અદર ૧ થી ૩ બીજ થાય છે આ વૃક્ષને પુષ્પો ગરમીની ઋતુમા આવે છે પણ ફળ ઘણા મહિના સુધી વૃક્ષો પર હોય છે અને વરસાદની શરૂઆતમા ખરી જાય છે

**ઉપયોગિતા** :—સીસમ ચાળીસપચાસ વર્ષનુ થયા સિવાય તેનુ લાકડુ મજબૂત થતુ નથી અત્યત ઉપયોગી ઇમારતનુ લાકડુ એ વૃક્ષથી મળે છે એ વૃક્ષના પાન તથા છાલ વૈદ્ય લોકો વાતાદિ રોગોમા ઉપયોગ કરે છે

વ્યાપારી જગતમા ઇંડિયન રોઝવુડ તરીકે એ વૃક્ષ ઓળખાય છે એ વૃક્ષના ૬૩૭ કયુબિક ફૂટ લાબા લાકડાની કિમત રૂપિયા ૨૩,૦૫૮=૪૦ થાય છે એટલે દરેક કયુબિક (ઘન) ફૂટની કિંમત

રૂ. ૩૬૨ થાય છે. તેનો રંગ જાંબુડીઓ પણ કાળાશ પડતો હોવાથી, તેના પર પૉલિશ સારી રીતે થાય છે; તેથી ફર્નિચર બનાવવામાં તે ઘણું ઉપયોગમાં આવે છે. આ વૃક્ષ અમૃતવર્ષા કરે છે માટે એને "**નેક્ટર ચીલ્ડિંગ ટ્રી**" કહેવાય છે. લાકડા ઉપર કોતરકામ જોઈએ તેવું કરાય છે; એને જીવાત લાગતી નથી. એનાં પાટિયાં લોખંડ જેવાં મજબૂત નીકળે છે.

**વાવેતર અંગે સૂચન**:—સારી રીતે પાણીથી ભેજવાળા ક્યારામાં એ વૃક્ષનાં તદ્દન તાજાં બીજ રોપવાથી તરત ઊગી નીકળે છે અને તે બીજના નાના પીલા વરસાદની શરૂઆતમાં બીજા યોગ્ય ઠેકાણે ઉગાડવા, જેથી નાના પીલાને પૂરતો, ઉઘાડી જગ્યાનો સંપૂર્ણ પ્રકાશ મળે. ઘણી રાતી ભેજવાળી જમીન વાવેતર માટે જોઈએ; તોપણ બીજ સૂકી જમીનમાં ઊગે છે રસ્તાઓની બાજુમાં આ વૃક્ષો ઉગાડવાં ઘણાં સારાં છે; પણ પાનખર ઋતુમાં એ વૃક્ષનાં પાંદડા ગળી જવાથી, તે વધારે શોભા આપતાં નથી એટલું જ.

## આમલી

ગુજરાતી નામ—આમલી.

મરાઠી નામ—આમલી, ચિંચ.

હિંદી નામ—ઈમલી, આબલી.

બંગાલી નામ—આમરૂલ.

સંસ્કૃત નામ—આમ્લિકા, ચિંચિકા, ચુક્રિકા, તિંતિડિકા, દંતશઠા, તિંતડી.

અંગ્રજી નામ—ટૅમેરિંડ ટ્રી, અથવા ઇંડિયન ડેટ.

બોટૅનિકલ નામ—ટૅમેરિન્ડસ્ ઇંડિકા-લીન્.

પર્યાય નામ—મેલિયા ઇંડિકા.

ગણ—સીસાલપિનિ. ( આમલીનો વર્ગ )

**નામનિર્દેશ :**—ટૅમૅન્ડિસનો પર્શિયન શબ્દ તમાર-ઇ-હિંદ થાય છે. ઇંડિયન ડેટ અને ઇંડિકા મૂળથી હિંદુસ્તાનમા થતા વૃક્ષો હતા એ સૂચન કરે છે.

**વિસ્તાર :**—મૂળ આફ્રિકાનું આ ઝાડ છે એવી માન્યતા શાસ્ત્રજ્ઞોની છે પણ એશિયા, અમેરિકા, હિંદુસ્તાનમા ઠેકઠેકાણે આ વૃક્ષો થાય છે. ઔધમા આ આમલીના નમૂના ઘણા સારા મળે છે તેમ જ પૂર્વ ભાગમા, ઉત્તર પ્રદેશમા પણ મળે છે. ગામડાની ભાગોળમા લીલા અને ખૂબ ઘટાદાર આ ઝાડ મોટા વધે છે.

**વર્ણન :**—આ વૃક્ષો ૬૦ થી ૮૦ ફૂટ ઊંચા થાય છે. તેના ઝાડમાથી જાડી તેમ જ નાની નાની પુષ્કળ શાખાઓ નીકળે છે તેથી તેના ઝાડ ચોમેર ફેલાયેલા ને ઘટાદાર હોય છે. એને આઠમે વર્ષે ફૂલ આવે છે પાદડા સંયુક્ત, દળ બારીક પાતળી સળી પર આવેલા હોય છે. તેને મસળવાથી ખટાશ પડતી વાસ આવે છે તેનો સ્વાદ ચીકાશ પડતો ખારો ને તુરો લાગે છે. તેને નવા પાન અને ફૂલ લગભગ સાથે આવવા માંડે છે. નવા પાન આવતા ને ફૂલ બેસતા તેનું ઝાડ ઘણુ સુંદર દેખાય છે. ફૂલ ધોળા, પીળા ને રાતા એમ મિશ્ર રંગના, અજાયબ જેવી બનાવટના અને અતિ રૂપાળા હોય છે શીંગો લાંબી, રતાશ પડતા ભૂરા રંગની હોય છે, અને તેને "કાતરા" કહેવાય છે. તેના કાતરા ફાગણ કે ચૈત્ર માસમા પાકે છે. તેના ઉપરની છાલ પોચી કે બટકણી હોય છે. તે બગાબર પાકી ગયા પછી દાગતા તેની છાલ જુદી પડી જાય છે. પાકા કાતરાનો ગર્ભ રતાશ પડતો હોય છે તેમ જ તેનો સ્વાદ મીઠાશ પડતો ખારો ને તૂરો હોય છે. ઝાડ આમની

કે આગવીના નામથી ઓળખાય છે કાતનમાથી નહુ, ચાન કે દરોક બીજ નીકળે છે તેના ચળકતા ને ઘણા કણ્યુ બીજને ગુજનાતીમા ચચુકા કહે છે. તેને ગરીગ વોકો ગેકીને ખાય છે બીજમાથી તેન નીકળે છે

**ઉપયોગિતા :**—આમલી ખાટી, ભારે અને વાયુને હન્નાર અગ્નિ પ્રદીપ્ત કરનાર, કફ અને વાયુને મટાડનાર, શ્રમ, તરસ અને ગ્નાનિને મગાડનાર છે. પાદડા ઉકાળવાથી નાતો નગ મળે છે બીમાથી ૨૦% તેલ નીકળ છે વાર્નિશ બનાવવામા લોકો તેનો ઉપયોગ કરે છે લાકડુ ઘણુ કણ્યુ હોવાથી ઇનર ચીજો ન બનાવતા ફક્ત કુહાડીના હાથા તથ. મેનેટ બનાવનામા એ વૃક્ષનુ ફળ ઘણુ ઉપયોગી છે તેમ જ ફળનો ઉપયોગ ગધનામા તથા ચટણી વગેર બનાવવામા થાય છે આમનીના વૃક્ષોમાથી ઝેરી વાયુ નીકળે છે તેથી એની તળે બીજા કોઈ છોડ ઊગતા નથી વેસ્ટ ઇડિઝમા જે આમની થાય છે તેને ખાડનુ લેપન કરી, વેચવા માટે બજારમા મૂકે છે અને ઈસ્ટ ઇડિઝમા થતી આમની ઉપર ખાડનુ લેપન કરાતુ નથી, એમા સાઈટ્રીક ઍસિડનુ પ્રમાણ ઘણુ ગ્રોછુ હોય છે

**વાવેતર અંગે સૂચન :**—ગજમાર્ગ ઉપર વૃક્ષાવલિની ગોભા માટે આ વૃક્ષો ઉગાડવા સાગ છે, તેનુ લાકડુ ઘણુ કિંમતી હાય છે એ વૃક્ષો છાયડો ઘણો સાગ આપતા હોવાથી, ગામડાની બહાર સડકો પર ઘણા ઉગાડવા જોઈએ

### અશોક

ગુજરાતી નામ—અશોક આસોપાલવ

મરાઠી નામ—અશોક જાસુદી

હિંદી નામ—અશોક, સીતા અશોક

બોટૅનિકલ નામ—સરાકા ઈંડિકા—એ ્

પર્યાય નામ—જોનેસિઆ અશોકા-ગેમ્સગર્ગ

ગણ—સીસાનૂપિની (આમલીનો વર્ગ)

**નામનિર્દેશ :**—સરાકા આ શબ્દપ્રયોગ કયા શબ્દ ઉપરથી થયો છે તે શકાસ્પદ છે ઇંડિકા એટલે હિંદુસ્તાન વિષે જોનેસિઆ આ શબ્દ બ્રિટીશ સ્કોલર સર વુઈલ્યમ જોન્સ તેમના નામ ઉપરથી પડયુ છે, અને અશોકા આ નામ જૂના સસ્કૃત ગ્રથોમા અશોક કહેવાથી પડયું છે

**વિસ્તાર :**—મૂળ આ ઝાડ હિંદુસ્તાનમા થાય છે બર્મા મનાયામા પણ થાય છે ઘણાખરા ઝાડ બગાળામા પણ મળે છે, આસામ પ્રાતના ખાસીઆ નામની ટેકરીઓમા ઘણા અતિ પ્રમાણમા મળે છે મુબઈના પશ્ચિમ કિનારે તથા સિલોનમા પણ આ વૃક્ષો થાય છે

**વર્ણન :**—આ ઝાડ ઘણુ સુદર, શોભાવતુ થાય છે તદ્દન સીધુ થડ, ચારે બાજુએ લીની નાની ડાળીઓ ફેલાયલી અને પાદડા પાસે પાસે ઊગેલા ઊંચા ટોચા જેવા જણાય છે થડ તો ઘણું સુવાળુ, કાળા રગનુ થાય છે પાદડા લીલાછમ અને ઘણા ચળકતા હોય છે, ડાળીઓ ૩ ફૂટ લાબી હોય છે તેની ઉપર ૩ થી ૭ નાના નાના સયુક્ત પાદડાની જોડી થાય છે પાદડા ઘણાખરા લટકતા, ઘણા કાળ સુધી રહે છે પાદડા તરગવત્ પણ છૂટા બનાયા હોય છે પુષ્પો મોટા ગુચ્છોમા નારગી રગના ફેબ્રુઆરી—માર્ચમા ઉપન્ન થાય છે, તે વૃક્ષને ઘણી શોભા આપે છે આ પુષ્પના વિકાસનો સમય હિંદુ લોક માગલિક ગણે છે, અને એ એક કામદેવની ચમત્કૃતિ છે એવી માન્યતા છે અને ગર્ભવતી સ્ત્રી મોઢામા પાણી રાખી જો અશોક વૃક્ષ ઉપર સિંચન કરે, તો અશોક વૃક્ષ દ્વિગુણિત પુષ્પિત થાય છે એવી માન્યતા છે ફળ શીંગ જેવા આવે છે, આ શીગો પણ ગાંઠોવાળી, લાબી, કાળા રગની હોય છે

**ઉપયોગિતા :**—અશોક વૃક્ષની આતગ્છાલમાથી અશોકારિષ્ટ નામની દવા તૈયાર થાય છે મૂત્રઘાતના રોગમા તેની છાલનો ઉપયોગ થાય છે પુષ્પોનો ઉપયોગ ઝાડા થતા હોય તો લેવામા આવે છે બીજમાથી ઝાડ ઉત્પન્ન થાય છે ઉત્તર હિંદુસ્તાનમા તો છાયાવાળી ખુલ્લી જગ્યાઓમા બીજથી થતા છોડનુ વાવાઝોડાથી સંરક્ષણ થવા માટે ઉગાડવામા આવે છે બગીચાઓમા શોભા માટે આ વૃક્ષનુ રોપણ થાય છે, તેમ જ રક્ષાવનિ માટે રાજમાર્ગો પર પણ રોપવામા આવે છે

## કાંચનવૃક્ષ

ગુજરાતી નામ—સોનાનુ વૃક્ષ, આસોત્રી

મરાઠી નામ—આપ્ટા, સોન્યાચે ઝાડ

હિંદી નામ—ખેરવાલ

સંસ્કૃત નામ—કોવિદાર

અંગ્રેજી નામ—કૅમલ્સ્ ફુટ ટ્રી અથવા જીરેનિયમ ટ્રી

બોટૅનિકલ નામ—બોહિનિઆ પરપ્યુરીઆ—એલ્

ગણ—સીસાલપિની—(આમલીનો વર્ગ)

**નામનિર્દેશ :**—બોહિનીઆ આ નામ જોન અને ગાસ્પ બૉહીનના નામે—જર્મ. વનસ્પતિશાસ્ત્રી સોળમા સૈકામા હતા અને તેમના નામ ઉપરથી આ નામ પડયુ છે પરપ્યુરીઆ આ નામ વૃક્ષોના પુષ્પોના રંગ ઉપરથી પડયુ છે

**વિસ્તાર :**—પાનખર ઋતુમા થનારુ આ ઝાડ છે આનુ થડ મધ્યમ કદનુ થાય છે ભારતમા દરેક ઠેકાણે આ વૃક્ષ નૈસર્ગિક રીતે ઊગે છે તે ઘણા મોટા પ્રમાણમા થાય છે, પણ ઘણખરુ ટેકરી ઉપર ઘણા થાય છે ચીન દેશમા આ વૃક્ષો મળી આવે છે તે ૪૦ થી ૫૦ ફૂટ ઊંચા થાય છે

**વર્ણન :**—વૃક્ષ નાના કદનુ હોય છે. પાદડાં બે પાંખવાળા દ્વિવિભાજિત ડાળીઓ ઉપર ૪ થી ૫ ઇંચ ગોળાકાર જેટલાં પહોળાં તેટલા જ લાબાં આ પ્રકારના વૃક્ષ પર થાય છે. ૧ થી ૧½ ઈંચ સુધી લીલી લાબી દાંડીવાળી ૧૦ થી ૧૧ શિરાઓ આખી ડાળીઓ ઉપર પ્રસરેલી હોય છે પુષ્પો પાંદડાની મધ્યમા અને ટોચ પર પાચ દાતવાળા થાય છે. પુષ્પોના દલો ૧½ થી ૨½ ઇંચ સુધી લાબા અને ½ ઇંચ પહોળા, ઈંડાના આકાર જેવા સંકુચિત થાય છે. પુષ્પોની શોભા ઘણી હોય છે. વરસાદ પછી પુષ્પો આવે છે. ફળ-શિંગ ૬ થી ૧૨ ઇંચ લાબી અને ½ ઇંચ પહોળી પણ જરા કઠણ અને તદ્દન ચપટી થાય છે. ૧૨ થી ૧૬ ચપટા લંબગોળ આકારના બીજ થાય છે. ફળ વૃક્ષો પર ઘણા મહિના સુધી સુકાયેલી સ્થિતિમા રહી શકે છે.

**ઉપયોગિતા :**—તેનો ગુંદર મળે છે. છાલની રેષાઓ નીકળે છે. રંગશાળામા ચામડું રંગવામાં ઉપયોગી સારો ટૅનિનયુક્ત રંગ નીકળે છે. લાકડું ખેતીના ઉપયોગમા આવતા ઓજારો બનાવવામા વપરાય છે અને બાધકામમા લેવામા આવે છે. પાંદડાં જાનવરોને ચારો તરીકે ઉપયોગમા લેવાય છે. પુષ્પો કઢીમા નખાય છે અને શાકમા પણ વપરાય છે. તેની ચટણી પણ બને છે. મૂળીઆ ઘણા શક્તિવર્ધક હોય છે; પણ ભૂમિમા ઊંડા ઊતરેલા મૂળીઆ ઝેરી હોય છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાથી વૃક્ષ થાય છે. છાંયડો ઘણો સારો હોવાથી અને પુષ્પોની શોભા ઘણી સારી દેખાવાથી આ વૃક્ષો બગીચાઓમા ઘણા રોપવામા આવે છે. આ વૃક્ષને હિંદુ લોક ઘણુ પવિત્ર માને છે; અને મંદિરની આજુબાજુમા આ વૃક્ષોનુ રોપણ કરે છે. દશેરાના પવિત્ર દિને આ વૃક્ષોનાં પાદડા સ્નેહીઓને ભેટ તરીકે આપવામા આવે છે. અને તેટલા માટે આ વૃક્ષને "સુવર્ણ વૃક્ષ" કહે છે

## રક્તકાંચન

ગુજરાતી નામ—રક્તકાંચન

મરાઠી નામ—રક્તકાંચન, લાલઆપટા.

બોટેનિકલ નામ—બોહીનિઆ, પરપ્યુરીઆ-લીન.

ગણ—સીસાલ્પિની-(આમલીનો વર્ગ); શીંગોના વર્ગનો ઉપવર્ગ.

**વિસ્તાર :**—આ ઝાડ કોંકણ, સિલોન તથા દક્ષિણ વિભાગમાં ઘણું ઊગે છે. લોકો બગીચાઓમાં શોભા તરીકે ઉગાડે છે. આ વૃક્ષોનું મૂળ સ્થાન ચીનમાં છે.

**વર્ણન :**—૨૦ થી ૩૦ ફૂટ ઊંચું જતું આ વૃક્ષ તદ્દન સીધું ઊગે છે; શાખાઓ મજબૂત, કેશરહિત હોય છે; પુષ્પો સુગંધિત અને ગુચ્છોમાં આવે છે. ફૂલપાંખડી ૧$\frac{1}{2}$ ઈંચ લાંબી અને $\frac{1}{2}$ ઈંચ પહોળી, સફેદ, ગુલાબી કે લાલ રંગવાળી હોય છે. ઓગસ્ટથી ડિસેમ્બર સુધી પુષ્પો આવે છે. ફળ બન્ને બાજુએ ટોચવાળાં ૬ થી ૧૨ ઈંચ લાંબાં અને $\frac{1}{2}$ ઈંચ પહોળાં હોય છે. ફળશિંગ થાય છે; અને તેમાં ૧૨ થી ૧૬ બીજ સુધી હોઈ, તે ચપટાં અને ભૂરા રંગવાળાં નાનાં હોય છે.

**ઉપયોગિતા :**—ઝાડ ઉપર ગુંદર થાય છે. છાલની રેષાઓ નીકળે છે. 'ચામડું' રંગવાના કામમાં ઘણું ઉપયોગી છે. તેમાંથી નીકળેલું તેલ ટેનિન બનાવવામાં ઉપયોગમાં આવે છે. બીડીઓ બનાવવા તેનાં પાંદડાંનો ઉપયોગ થાય છે.

**વાવેતર અંગે સૂચન :**—આ વૃક્ષ બીજથી ઉત્પન્ન થાય છે. તે બગીચાઓમાં ઘણી શોભા આપે છે. આ વૃક્ષ તદ્દન લીલું રહેતું હોવાથી એનું રોપણ બગીચાઓમાં કરવું જોઈએ. એ વૃક્ષ બીજી જાતનાં કાંચન વૃક્ષોથી જુદું પડે છે; કારણ કે આ રક્તકાંચન કહેવાય છે. તે નામ પ્રમાણે તેનાં પુષ્પો પણ લાલ કંકુ જેવા રંગની શોભા આપે છે.

## શંકેશ્વર

ગુજરાતી નામ—સંદેસગ

મરાઠી નામ—શંકેશ્વગ, શકાસુના, સંદેસો.

હિંદી નામ—શંકેશ્વગ

અંગ્રેજી નામ—વ્હાઇટ પીકોક ટ્રી.

બોટેનિકલ નામ—પોઇન્સીઆના-અલાટા-એન.

ગણ—સીસાલપિની-આમલીનો વર્ગ-(શીંગોના વર્ગનો ઉપવર્ગ).

**વિસ્તાર :**—એબીસિનીઆથી લાવી આરબ લોકોએ આ વૃક્ષોનુ વાવેતર હિંદુસ્તાનમા કર્યું છે. આંધ્રપ્રદેશ, સૌરાષ્ટ્ર અને મધ્ય પ્રદેશમા આ વૃક્ષો ઘણા મળે છે.

**વર્ણન :**—આ ઝાડ નાનું અને સીધુ ૨૦ થી ૩૦ ફૂટ ઊંચું વિભાજિત પાદડાવાળું હોય છે પાનખર ઋતુમા પાદડા ખરી જાય છે. છાલ સફેદ હોય છે અને આ વૃક્ષો મોટા થાય ત્યારે છત્રીના જેવી શોભા આપે છે પાદડા લીલા **"ગુલમોહોર"** વૃક્ષના પાદડા જેવા લાબા લટકતા થાય છે. પુષ્પો સફેદ પણ જરાક પીળાશ પડતા હોઈ અને તેના ગુચ્છો ઘણી શોભા આપે છે. ફૂલપાખડી પીળી ગોભાયમાન હોય છે. તેની શિંગો ૫ થી ૭ ઈંચ લાબી એને ½ થી ૧½ ઈંચ પહોળી હોય છે અને બન્ને બાજુના છેડા વળેલા જણાય છે. એક શિંગમા ૪ થી ૮ બિના હોય છે. પુષ્પો જૂન અને સપ્ટેમ્બરમા ખીલે છે

**ઉપયોગિતા :**—તે બગીચાઓમા ઘણા રોપવામા આવે છે, કારણ કે પાદડાનો ઊપયોગ વાતના રોગોમા કરવામા આવે છે

**વાવેતર અંગે સૂચન :**—બીજનું વાવેતર કરવાથી આ ઝાડ જનાક પોચી જમીનમા જલદી ઊગી નીકળે છે. ગજમાર્ગમા વૃક્ષાવલિ તરીકે આ વૃક્ષો ઘણા ઉપયોગી છે.

## ગુલમોહોર

ગુજરાતી નામ— ગુલમોહોર.

મરાઠી નામ—ગુલમોહોર.

હિંદી નામ—ગુલમોહોર.

અગ્રેજી નામ—પીકોક ટ્રી.

બોટૅનિકલ નામ—પોઈન્સીઆના રેજીઆ-બોજેર્.

પર્યાય નામ—ફ્લીલોનીકસ રેજીઆ-ગલ્પૂ.

ગણ—સીસાલ્પિની-આમલીનો વર્ગ-શીંગોના વર્ગનો ઉપવર્ગ.

**નામનિર્દેશ :**—પોઈન્સીઆના આ નામ વનસ્પતિશાસ્ત્રી એમ. ડી. પોનસી નામના ગવર્નરના નામ પરથી પડયું છે. રેજીઆ એટલે રોયલ.

**વિસ્તાર :**—માડાગાસ્કર બેટમા આ વૃક્ષોનું મૂળ ઉત્પત્તિસ્થાન મળે છે; આખા હિંદુસ્તાનમા ઉષ્ણકટિબધીય તથા ઉપ ઉષ્ણકટિબધીય ભાગોમા તે મોટા પ્રમાણમા થાય છે.

**વર્ણન :**—આ ઝાડ કાયમ લીલું રહે છે અને ઉઘાડી જગ્યામા ઊગે છે. વિભાજિત લીલા ઝીણા પાદડાવાળું, છત્રીની માફક ફેલાયેલું આ વૃક્ષ ઘણું સોભાયમાન હોય છે. પાદડા આમલીના ઝાડ જેવા તદ્દન ઝીણા, લાબા અને લટકતા હોય છે. પાનખર ઋતુમાં તે તદ્દન બુઠું થઈ જાય છે આ વૃક્ષ ૩૦ થી ૪૦ ફૂટ ઊંચું થાય છે. ફૂલો લાલ પાકા રંગના



ગુલમોહોર

પોઈન્સીઆના રેજીઆ બોજેર્

આમલીનો વર્ગ (શીંગોના વર્ગનો ઉપવર્ગ)

ગુચ્છોમાં હોય છે અને ૧૨ થી ૧૪ ઈંચ લાંબી અને ૨½ ઈંચ પહોળી ચપટી શીંગો આવે છે શીંગો પ્રથમ લીલી પણ પાકવાથી પાકી થતા કાળી પડી જઈ, કઠણ થઈ જાય છે

**ઉપયોગિતા :**—કુમળી કળીઓ અને પુષ્પો શોટહર્ગ તરીકે વાપરવામા આવે છે

**વાવેતર અંગે સૂચન :**—રાજમાર્ગો ઉપર વૃક્ષાવલિ તરીકે આ વૃક્ષો પસંદ કરવામા આવે છે અને એ "ગરમાળા"ના વૃક્ષો વચ્ચે જો આ વૃક્ષો લગાડવામા આવે તો શોભા ઘણી વધે છે, કારણ કે એકના પીળા પુષ્પો અને બીજાના તદ્દન રાતા રંગના પુષ્પો, એક જ વખતે ખીલતા હોવાથી ઘણી શોભા આવે છે બીજથી વૃક્ષો થાય છે પણ આ ઝાડ ઉત્પન્ન થતા ઘણો વખત જાય છે આનુ કારણ બીજ ઘણા કઠણ આવરણવેષ્ટિત હોય છે માટે બીજારોપણ કરતા પહેલા બીજ ગરમ પાણીમા પલાળી મૂકવા પડે છે અને કઠણ આવરણ નીકળી ગયા બાદ વાવેતર કરવામા આવે તો તુરત ઊગી નીકળે છે ચાપાચ વરસમા બીજમાથી મોટુ વૃક્ષ બને છે ઠંડા પ્રદેશોમા પાણી છાટવાથી બીજમાથી વૃક્ષ ઉત્પન્ન થતા ઘણી અડચણ થાય છે માટે ઊગતા બીજ ઉપર કૃત્રિમ આવરણ નાખવુ પડે છે જેથી ઝાકળથી બચાવ થાય અને બીજ સારી રીતે ઊગી શકે પણ એ જ ઝાડ મોટુ થયા બાદ ગમે તેની ઠંડી કે ગરમ હવાથી તેને કોઈ પણ ભય રહેતો નથી, અને બીજ ઉપરનુ આવરણ કાઢી નાખવામા આવે છે, કારણ કે પછી તે આવરણની જરૂર રહેતી નથી

## ગરમાળો

ગુજરાતી નામ—ગરમાળો

મરાઠી નામ—બાવા

હિંદી નામ—આમનતાશ

બંગાલી—સોનાલ, સાદાલી, રાખાલનડી, વાનગ્નડી

તામીલ નામ—કોમર.

સંસ્કૃત નામ—સ્વર્ણંગી, સ્વર્ણભૂષણ, કર્ણિકાર, સુવર્ણક, વ્યાધિઘાત, આરેવન, ચતુરંગુન

અંગ્રેજી નામ—ધી ઇંડિયન લૅબર્નમ્, આમલતાશ ટ્રી, ગોલ્ડન શૉવર, પુડીંગપાઇપ ટ્રી

બોટૅનિકલ નામ—કૅશીઆ ફીશ્ટુલા—એલ્

ગણ—લીગ્યુમિનોસી—સીસાલ્પિની—આમનીનો વર્ગ—શીંગોના વર્ગનો ઉપવર્ગ

**નામનિર્દેશ :**—કૅશીઆ આ ગ્રીક શબ્દ છે જે વૃક્ષની છાલ સુગંધિત હોય તે વૃક્ષને આ નામ આપવામા આવે છે. ફીશ્ટુલા આ લૅટિન શબ્દ છે અને એનો અર્થ નળ આ વૃક્ષોનુ ફળ નળની માફક સીધુ હોય છે તેથી આ નામ તે વૃક્ષને આપવામા આવ્યુ છે

**વિસ્તાર :**—મૂળ હિંદુસ્તાન દેશનુ આ વૃક્ષ હોવાથી તે સાર્વજનિક જણાય છે પાનખગ ઋતુમા પણ તેના પાન ખરી જતા નથી અને શોભાયમાન રહે છે હિમાલયની તળેટી સુધી આ વૃક્ષોનો વિસ્તાર છે આ વૃક્ષો બર્મા, જાવા, ઇંડોનેશિયા તથા ફિલીપાઇન્સમા પુષ્કળ થાય છે શિયાળામા તેના પાન ખરી જાય છે

**વર્ણન :**—આ વૃક્ષો મધ્યમ કદના, ઘણી મોટી શાખાવાળા હોય છે જૂના વૃક્ષો ઉપરની છાલ ઘણી કઠણ હોય છે ડાળીઓ મોટી લાંબી ફેલાયેલી થાય છે પાદડાનો રંગ આછો હોય છે, અને તે ઘણા સુંવાળા અને લટકતા થાય છે પાદડા માર્ચ માસથી મે માસના પહેલા ૫ દર દિવસમા ખરી જાય છે ઉષ્ણ હવાના દેશોમા આ વૃક્ષો

ઘણા થાય છે પુષ્પગુચ્છો પીળા રંગવાળા, મધુરી વાસવાળા, તદ્દન લટકતા અને ઘણા શોભાયમાન હોય છે તે એપ્રિલ–મે માસમા ઘણા થાય છે, પણ પુષ્પો ખીલતી વખતે વૃક્ષો ઉપરના પાદડા ખરી જાય છે પુષ્પો ઘણા વખત સુધી ન સુકાતા વૃક્ષો પર રહે છે જ્યા સુધી નવીન પાદડા વૃક્ષો પર ઊગે ત્યા સુધી ફળની શીંગો થાય છે આ શીંગો લાબી, ગોળ ૧ થી ૨ ફૂટ લાબી અને ¾ ઈંચ પરિઘમા થાય છે શીંગો કાળી અને રાતી જણાય છે. તે પ્રથમ લીલી પરતુ પાકી જતા રતાશ પડતી હોય છે એની અ દરનુ સત્ત્વ કાળુ અને ચીકાશવાળુ હોય છે

**ઉપયોગિતા :—** આનુ લાકડુ કઠણ હોય છે અને ગાડા અને ખેતીના ઓજારો બનાવવાના ઉપયોગમા આવે છે છાલમાથી રગ કાઢવામા આવે છે બીજ ગોળથી વીંટેલુ એવુ હોય છે અને તે કફ રોગમા ઉપયોગી છે બીજ અનેક પ્રકારના રોગો મટાડે છે પુષ્પોનો ગુલકદ બને છે અને તે ખાવાથી તમાકુની લહેજત વધારે આવે છે સિંહાલમા પુષ્પો ખાવામા આવે છે વૃક્ષના મૂળ વૈદ્યો કઠમાળાદિ રોગોમા ઉપયોગમા લે છે

**વાવેતર અ ગે સૂચન :—** આ વૃક્ષો વનમા, બગીચાઓમા અને રાજમાર્ગમા વૃક્ષાવલિ બનાવવામા ઘણા ઉપયોગી છે બીજમાથી વૃક્ષ બને છે બીજ પ્રથમત ગરમ પાણીમા ઉકાળી, પછીથી રોપવામા આવે તો વૃક્ષો જલદી ફૂટી નીકળે છે, કારણ કે બીજ ઉપરનુ નૈસર્ગિક આવરણ ઘણુ કઠણ હોય છે બીજારોપણ થયા પછી, તે ઊગતા બીજ રોપલામા ભરી દેવામા આવે છે અને પછી અનુકૂળ ઋતુમા, તે જ બીજ જુદા જુદા ઠેકાણે રોપવામા આવે છે ઉધાતથી વૃક્ષોનો નાશ થાય છે, માટે પ્રથમથી જ ઉધાતથી વૃક્ષોનુ રક્ષણ કરવુ પડે છે એટલે ત્વરિતાઈથી તે ઊગી શકે ઘણા દિવસ પછી બીજમાથી વૃક્ષો ઊગવા માડે છે અને પાચેક વરસમા સારા પ્રફુલ્લિત થાય છે

## કસોડ

ગુજરાતી નામ—કસોડ (ગુનાબી)

બોટેનિકલ નામ—કેસીઆ રેનિજેરા—વાલ્

ગણ—સીસાનુપિની-આમથીનો વગ (શીંગોના વર્ગનો ઉપવગ).

**નામનિર્દેશ :**—કેસીઆ એ ઘણુ જૂનુ ગ્રીક નામ હોઈ તે નામ કાયસોગાઈડીસના ઉપરથી પડયુ છે. રેનીજેરા એટલે ગૂત્રાશયના આકારવાળા, એ વૃક્ષના અનુપન એવા હોવાથી તે ઉપરથી એ નામ પડયુ છે.

**વિસ્તાર :**—મૂળ આ વૃક્ષો બર્મા દેશમા થાય છે તે મહારાષ્ટ્રમા તેમ જ મદ્રાસમા પણ ઘણા થાય છે

**વર્ણન :**—પાનખર ઋતુની શરૂઆતમા એના પાન ખરી જાય છે, થડ મધ્યમ હોય છે અને તે ૨૦ થી ૨૫ ફૂટ ઊંચુ ઊગે છે. ગરમાળાના વૃક્ષો જેવુ જ આ વૃક્ષ થાય છે કુમળી પાનની કળીઓના સંરક્ષણદલ તરીકે અનુપનો ઊગે છે અને તે બે પાનની વચ્ચેની અક્ષમા ઊગે છે પુષ્પો ઘણા સુંદર, શોભાયમાન, અતિ ગુનાબી રગવાળા ગુચ્છોમા લાંબી લાંબી ડાળીઓ ઉપર ઘણા ઊગે છે. જૂના ખરી ગયેના પાદડાની ડાળીઓ ઉપર તે ઘણા ઊગેલા જણાય છે. વર્ષા ઋતુ બેસતા પહેલા મે-જૂન માસમા આ ફૂલો ઊગે છે. પાદડા ટોચાવાળાં વિભાજિત, ચળકતા અને સુવાળા થાય છે નિપનો ગૂત્રપિંડના આકાર જેવાં જણાય છે, અને તે નૂતન પાદડાના વૃંતોના તળિયામા ઊગે છે અને કુમળા પાદડા સરક્ષણનુ કાર્ય કરે છે, પણ થોડાક દિવસમા જ તે ખરી જાય છે શીંગો ઘણી લાંબી ગરમાળાની શીંગો જેવી આવે છે અને બીજ ઘણા કથ્થઈ ભૂરા રગના હોય છે

**ઉપયોગિતા :**—આ વૃક્ષ વૃક્ષાવલિ તરીકે ઉપયોગી છે, કારણ કે એના પુષ્પ ગુચ્છ શોભા ઘણી આપે છે

**વાવેતર અંગે સૂચન :**—બીજમાથી વૃક્ષ થાય છે અને તે પુષ્પિત બીજ લગાડયા બાદ ચારપાંચ વરસમાં થાય છે. બીજ જલદી ઊગી નીકળે છે પણ ઉકળતા પાણીમા બીજ નાખતા પહેલાં રોપગ નહીં; કારણ કે બીજના આવરણો ઘણાં કઠણુ હોય છે. પછી તે ડંડાં થયા પછી રોપવામાં હરકત નથી. આ વૃક્ષો રાજમાર્ગ ઉપર શોભા માટે ઉગાડવા જોઈએ. વૃક્ષાવલિ બનાવવામા રોપવા આવે તો તે ઘણી શોભા આપે છે.

## કસોડ

ગુજરાતી નામ—કસોડ. ( પીળો )

તમીલ નામ—પોનાવારાઈ.



કસોડ

બર્મી નામ—મૈઆસી.

બોટેનિકલ નામ—કેસીઆ સાએમીઆ-લૅમાર્ક.

ગણુ—લીસાવ્પિની (આમલીનો વર્ગ)-શીંગોના વર્ગનો ઉપવર્ગ.

**નામનિર્દેશ :**—કેસીઆ ઘણુ જૂનુ ચીક નામ હોઈ, ડાયોસ્કોગાઈરીસનુ છે સાયેમીઆ આ શબ્દ સિયામ દેશ વાચક છે.

**વિસ્તાર :**—મૂળથી જ આ વૃક્ષ સિલોન, મલાયા પેનિનશુલા, સિયામ અને સાઉથ ઇંડિયાના વિભાગોમા ઘણુા થાય છે; પણ મુંબઈ ઈલાકામાં તે ઘણુા થતા નથી.

**વર્ણન :**—આ વૃક્ષ દેખાવામા ઘણું સુશોભિત થતુ નથી. પુષ્પગુચ્છો પણ આછા હોય છે મધ્યમ કદનુ એ વૃક્ષ હોઈ ઘણુ જલદી ઊગી શકે છે. તે ૩૦ થી ૫૦ ફૂટ ઊંચું જાય છે. દ્વિભાજિત પાદડા હોઈ, વરસાદ પૂરો થયા બાદ પુષ્પગુચ્છો આવવા શરૂ થાય છે અને ઘણુા દિવસો સુધી તે વૃક્ષો પર રહે છે પુષ્પો મોટા પીળા રંગના, ઑગસ્ટ અને મે માસમા ઘણુા આવે છે. ફળ ચપટુ, શીગવાળું એક ફૂટ લાણું હોય છે

**ઉપયોગિતા :**—રાજમાર્ગ પર રાપવા તથા મોટા બગીચાઓમા શોભા માટે આ વૃક્ષ ઉપયોગી છે. લાકડું હલકુ અને વધાર ટકે એવુ થાય છે. ફૂલો કઢીમા નાખી ખવાય છે લાકડું પાટિયા, હાથમા ગણવાની લાકડીઓ બનાવવામા વપરાય છે. પાદડાની વાસ ઘણી ખગબ હોય છે. મલાયા દેશના નામ પ્રમાણે "ઇન્નુક-ઇન્નુખ"-એ નામ ઉપરથી આ પાદડાના ગુણધર્મનો સદર્ભ મળી આવે છે. બીજથી એ વૃક્ષ જલદી ઉત્પન્ન થાય છે.

## કસોડ

ગુજરાતી નામ—કમોડ.

અંગ્રેજી નામ—ધી પીંક મોહુર.

બોટેનિકલ નામ—કેસીઆ નોડોસા.

ગણુ—સીસાલ્પિની-આમલીનો વર્ગ-શીંગોના વર્ગનો ઉપવર્ગ.

**વિસ્તાર :**—આ વૃક્ષ મૂળ બર્મા દેશનું છે પણ મલાયા અને ભારતના ઉત્તર પ્રદેશોમાં તથા આસામ પ્રાંતમાં તે ઘણાં થાય છે. ચંદીગઢમા તો આ વૃક્ષો ઘણાં ઉછેરવામાં આવ્યાં છે. ચંદીગઢમાં આ વૃક્ષોની વૃક્ષાવલિ મે મહિનામાં પુષ્પિત થાય ત્યારે ઘણી શોભા આપે છે અને આ દશ્ય સુંદરતામાં વધારો કરે છે. આ વૃક્ષો ઘણાંખરાં કેસીઆ **"જેવેનિકા"** વૃક્ષો જેવા જ થાય છે.

**વર્ણન :**—દ્વિવિભાજિત પાંદડાંવાળાં, છત્રાકાર ડાળીઓવાળાં આ વૃક્ષો ઘણાં ઊંચાં જાય છે. તેને ૬ થી ૧૨ ઈંચ સુધી લાંબી અને ૬ થી ૧૪ ઈંચ સુધી સુંવાળી પત્તીની જોડમાં ડાળીઓ થાય છે. પણ આગળની પત્તી હોતી નથી. પાંદડીનો આકાર ભાલાકાર થાય છે. પુષ્પો ગુલાબી રંગવાળા, ઘણાં ગીચોગીચ ગુચ્છોમાં હોય છે. પુષ્પો બે પાનની વચ્ચે, સારી રીતે ખુલ્લા જણાય એમ ઊગવાથી તેનુ નામ નોડોસા પડ્યું છે. પુષ્પો હંમેશાં મે-જૂન માસમાં જ્યારે વૃક્ષો ઉપરથી પાન ખરી જાય ત્યારે ઘણાં, ઊગે છે, પણ નીચલા ભાગોમા વૃક્ષો ઉપર તે વખતે શાખાઓ પર્ણો સાથે હોય છે. જૂન માસમા વૃક્ષો પુષ્પિત થવાથી શોભા અવર્ણનીય થાય છે. એની જાતનાં કમોડ વૃક્ષો ખાસ આ શોભા વધે માટે જ ઉગાડવામાં આવે છે, કારણ કે બધાં કસોડ વૃક્ષોમા આ વૃક્ષની શોભા ઘણી છે.



કમોડ (ધી પીક મોહુર)

**ઉપયોગિતા :**—બગીચાઓ તથા વૃક્ષાવલિ માટે આ વૃક્ષોનુ રોપણ ઘણુ ઉપયોગી છે, અને મધ્યમ પ્રકારના બગીચાઓમા ખાસ રોપવા જેવા છે

**વાવેતર અંગે સૂચન :**—એ વૃક્ષ બીજમાથી ઘણુ જલદી ઊગે છે પણ નાના વૃક્ષ ઊગતા બરાબર ઉપલા ભાગની ડાળીઓ કાપી નાખવી જોઈએ, નહિ તો વૃક્ષ બાજુ પર ઝૂકી જાય છે

## કમ્બોડ

ગુજરાતી નામ—જાન્વા કી નાણી

મરાઠી નામ—કમ્બોડ–ગુનાળી ગગનો

અગ્રેજી નામ—પીંક ડેમીઆ

બોટેનિકલ નામ—ડેમીઆ જેવેડેનિમ-એન્

પર્યાય નામ—ડેસીઆ-બેસિનસૂ-આર્

ગણ—મીનાતપિની-(આમલીનો વર્ગ), શીંગોના વર્ગનો ઉપવર્ગ

**નામનિર્દેશ :**—શબ્દાર્થ માટે ડેસીઆ ક્રીન્ચુનાના અર્થ પ્રમાણે જેન્-ડેનિમ આ શબ્દ જાવા બેટનુ મૂળ સ્થાન બનાવે છે

**વિસ્તાર :**—આ વૃક્ષો મૂળ મલાયા દ્વીપકલ્પના તથા જાવા બેટના છે ભારતના ઘણા ભાગોના ક્ષેત્રોમા આ ઉગાડવામા આવ્યા છે, ચંદીગઢ તથા બેંગલોરમા તો આ વૃક્ષો વૃક્ષાવલિ તરીકે ઉગાડવામા આવ્યા છે

**વર્ણન :**—આ વૃક્ષો ઘણા ગોભાયમાન થાય છે એનુ સાદુ સરળ ઊંચુ થડ, શિખરમા સમાતર એવી શાખાઓ છત્રીની માફક ફેલાયેલી અને લટકતી ઊંગેલી જણાય છે તદ્દન નાની નાની દ્વિવિભાજિત શાખાઓ ઉપર કુમળા પાદડા શોભા આપે છે આ વૃક્ષ ડેસીઆ નોડોસા નામના વૃક્ષ કરતા જરા ઊંચુ જાય છે, અને એકદમ

ઘેર લેતુ જણાય છે નવા કુમળા પાદડા મે મહિનામા ગુલાબી રંગવાળા, પુષ્પોની કળીઓ સાથે જ ઊગે છે. આ કુમળા પાદડા ગુચ્છોમા સાથેની શાખાઓની ટોચ પર ઘણુા થાય છે. પુષ્પો ગુલાબી રંગવાળા, મે તથા જૂન મહિનામા થોડો વખત શાખાઓ પર ઊગે છે. બર્માંઝ કૅસીઆના પુષ્પો પલ્લવ સાથે વૃક્ષો ઉપર ન ઊગતા, તે વૃક્ષો પર જ્યારે પાદડા ખરી જાય ત્યારે આવે છે, પણ આ કૅસીઆના પુષ્પોના ગુચ્છો વૃક્ષો ઉપર પલ્લવ સાથે શોભાયમાન થાય છે

**ઉપયોગ :**—આ વૃક્ષો વૃક્ષાવલિમા ઉપયોગી છે, કારણ કે તેના પુષ્પગુચ્છો શોભા ઘણી આપે છે.

**વાવેતર અંગે સૂચન.**—આ વૃક્ષો સતૃપ્ત ભૂમિમા ઘણા જલદી ઊગે છે તેમનુ લાકડું ઘણુ બરડ હોય છે અને ઝઝાવાતથી તેને નુકસાન થય છે. બીજથી ઘણા જલદી ઊગે છે.

## ધી કૉપર પૉડ

અગ્રેજી નામ—ધી રસ્ટી શીલ્ડ બેઅરર્ અથવા ધી કૉપર પૉડ.

બૉટેનિકલ નામ—પે ટોફોરમ્ ફેરૂજીનીઅમ્–બે ચ્

(૨) પર્યાય નામ—પેટોફોરમ્ ઈનર્મી ( રૉક્સ્ )–લ્લાનૉસ્

(૩) પર્યાય નામ—સિસાલ્પિનીયા ઈનર્મી.

(૪) પર્યાય નામ—પે ટોફોરમ્ રૉક્સ્ બર્ધાય ( જે. કૉન્ ) ડૅગેહૅર

ગણ—સિસાલ્પિની ( શી ગોનો વર્ગ ).

**નામનિર્દેશ :**—પેટ્રો ફૅારમ્ આ શબ્દને ગ્રીક ભાષામા શીલ્ડ બેઅરીંગ કહે છે, કારણ કે એ વૃક્ષની શીંગો( ફળ )નો આકાર ઢાલની માફક થાય છે ઈનર્મી આ લૅટીન્ શબ્દ છે અને તેનો અર્થ કવચ વગરનું ફેરૂજીનીઅમ્ એટલે વૃક્ષનો કથ્થાઈ રંગ હોય છે. રૉક્સ્ બર્ધાય આ નામ વુઈલ્યમ્ રૉક્સ્ બર્ગ–રૉયલ બૉટેનિકલ ગાર્ડન્સ( કલકત્તા )ના



ધી કોપર પોડ

સુપ્રિટેન્ડેન્ટ હતા, તેમના નામ ઉપ થી આ નામ પડયુ છે (ઈ સ ૧૭૭૧ તે ૧૮૧૫ સુધી) નાળાના રગ જેવી આ વૃક્ષની શીંગો થાય છે

**વિસ્તાર:**—એ વૃક્ષ મૂળ લ ગાનુ છે, પણ તે બિહાર, બગાલ અને પશ્ચિમઘાટમા ઘણા ઊગે છે

**વર્ણન.**—પાનખર ઋતુમા આ વૃક્ષના પાદડા ખરી જાય છે તેની છાલ ભૂખરા (grey) રગની હોઈ આ વૃક્ષની ડાળીઓ ઘણી દેખાવની હોય છે, અને ગોભાયમાન પલ્લવિત પર્ણાવલીના લીધે વૃક્ષ ઘણુ ગોભાયમાન જણાય છે પાદડા દ્વિભાજિત હોઈ, ગજવતી છોડવા જેવા સુવાળા થાય છે જાન્યુઆરીમા આ વૃક્ષ પર્ણ રહિત રહે છે, અને નવ પાન ફેબ્રુઆરીથી આવવા માંડે છે, અને તે જ વખતે પણ પુષ્પગુચ્છો આવવા શરૂ થઈ, મે માસ સુધી અને પછી સપ્ટેમ્બરથી નવેમ્બર સુધી પુષ્પો આવે છે તે ઘણા સુગધિત હોય છે તે સીધી લાબી ડાળીઓની ટોચે ઘણા ઊગે છે પુષ્પગુચ્છો થોડા વખત વૃક્ષો પર રહે છે અને પછી વૃક્ષની તળે જમીન પર મોટા પ્રમાણમા ખરી ગયેલા હોય છે અને વૃક્ષ ઉપર પાન નહિ હોય ત્યારે નબા રગ જેવા ફળ માત્ર ઉત્પન્ન થાય છે બીજી વસત ઋતુ આવતા સુધી વૃક્ષો પર રહે છે

**ઉપયોગ** —લાકડ નાની પેટીઓ બનાવવામા ઘણુ વપરાય છે અને એ વૃક્ષના નાના નાના પાટિયા બનાવવામા આવે છે

**વાવેતર અગે સૂચન** —આ વૃક્ષ ઘણુ શોભાયમાન હોવાથી મોટા તથા નાના બગીચાઓમા તેમ જ રાજમાર્ગમા વૃક્ષાવલિ તરીકે ઉગાડવુ ઘણુ ઉપયોગી છે ગુલમોહોર અને આ વૃક્ષો સાથે રોપવામા આવે તો એના જુદા જુદા મિશ્ર રગને લીધે અને એક જ સમયે વૃક્ષો પુષ્પિત થવાથી તે રસ્તાઓની શોભા ઘણી વધારે છે બીજમાથી આ વૃક્ષ ઉત્પન્ન થાય છે કલમો કરવાથી પણ આ વૃક્ષ સારુ ઊગી નીકળે છે બીજારોપણ કર્યા બાદ તે ઘણુ જલદી ઊગી નીકળે છે

## વિલાયતી શિરીષ

ગુજરાતી નામ—વિલાયતી શિરીષ.

હિંદી નામ—વિલાયતી શિરીષ.

અંગ્રેજી નામ—રેન ટ્રી અથવા મંકીજ એરીંગ

બોટનિકલ નામ—એંટીરોલોબીઅમ્ સામન-પ્રેન.

(૨) પર્યાય નામ—સામાનીઆ સામન-મેરીલ.

(૩) પર્યાય નામ—પિથીક્લોબીયમ્ સામન્-મેરીલ

ગણ—માઈમોસી (બાવળનો વર્ગ)-શિંગોના વર્ગનો ઉપવર્ગ.

**નામનિર્દેશ :**—પિથિકાસ એટલે મંકી અને લોબોસ્ એટલે એરીંગ



વિલાયતી શિરીષ
પીથીક્લોબીઅમ્ સામન



વિલાયતી શિરીષ
કેસિયા સાયેમિયા

**વિસ્તાર :**—આ ઝાડ મૂળ મધ્ય અમેરિકાનાં છે અને વેસ્ટ ઈંડિઝમાં પણ ઘણાં થાય છે. તે હિંદુસ્તાનના સમશીતોષ્ણ અને ઉષ્ણ-કટિબંધીય ભાગોમાં ખાસ કરીને બંગાળમાં વધારે પ્રમાણમાં ઊગે છે.

**વર્ણન :**—ઘણું શોભાયમાન આ ઝાડ, લીલા પાનવાળું, ઘણી લાંબી ડાળખીવાળું. પ્રસૃત છત્રીની માફક ઘણી છાયા આપે છે. પાન દ્વિભાન્વિત થાય છે. હવામાન ઋતુમાન પ્રમાણે પાન લાંબાં, ટૂંકાં, વળેલાં વગેરે થાય છે. ખાસ સવારે સૂર્યપ્રકાશમાં તો ડાળખીઓ ઉપર પાંદડાં, તદ્દન સીધાં, ચળકતાં, લીલા રંગનાં થાય છે, પણ રાત્રે તથા ચોમાસાની ઋતુમાં તે જ પાદડાં બીડાઈ જાય છે અને ચોટેલાં રહે છે; પણ આ પાંદડાં બીડાઈ જતી વખતે માત્ર હવામાનથી સાંજે ધુમ્મસની ભિનાશથી એકદમ બીડાઈ જાય છે; અને જ્યારે સવાર પડતાં સૂર્યપ્રકાશમાં ઊઘડતી વખતે આ ધુમ્મસનું પાણી થઈ નીચે વરસાદ જેવું જમીન પર ખરી પડે છે; અને ઝાડ નીચે ઊભા રહેલા માણસોને ભ્રાંતિ થાય કે આ વરસાદનાં બિંદુ કેવી રીતે પડે છે. આવી નૈસર્ગિક ક્રિયા અંગે આ ઝાડનું **"વરસાદનું ઝાડ"** અથવા "રેન ટ્રી" નામ પડયું છે. પુષ્પો ફીકાં પણ ગુલાબી મોટા ગુચ્છોમાં ડાળખીઓની ટોચ પર ઘણાં થાય છે, માર્ચથી સપ્ટેમ્બર સુધી ફૂલો ઊગવાની ઋતુ ગણાય છે. ફળ શિંગ જેવું થાય છે પણ તે ફૂટતું નથી; સ્વાદમાં ઘણું મીઠું લાગે છે; અને ખીસકોલી તે ઘણાં ખાઈ જાય છે. શિંગનો ગોળ ઘોડા તથા ઇતર જાનવરો સહેલાઈથી ખાય છે. દૂધ વધારે આપવા ગાયને શિંગો ખવડાવવામાં આવે છે.

**વાવેતર અંગે સૂચન :**—સમશીતોષ્ણ હવામાનના પ્રદેશોમાં આ વૃક્ષોનું વાવેતર કરવા વનસ્પતિશાસ્ત્રજ્ઞો ભલામણ કરે છે પણ શિયાળામાં ધુમ્મસ પડે.તે વખતે આ વૃક્ષો પર તેની ખરાબ અસર થાય છે અને પાંદડાં ખરી જાય છે. ઘરના આગણામાં આ વૃક્ષો રોપવાં નહિ;

કારણ કે તે ઘણું ઊંચું થાય છે. ઘણા લાંબા રાજમાર્ગો ઉપર કેવળ છાયા માટે આ વૃક્ષો ઉગાડવાં જોઈએ. બીજમાંથી એ વૃક્ષ જલદી ઊગી નીકળે છે અને તે વરસાદમાં રોપવાં પડે છે. કલમો કરવાથી પણ તે થાય છે.

**વિશેષ નોંધ :**—પુષ્પોમાંથી તથા પરિપક્વ શિંગોમાંથી હળવે હળવે અમૃતવર્ષાવ જેવાં પાણીનાં બિંદુઓ ટપકતાં હોય છે જેથી એ વૃક્ષને "રેન ટ્રી" એટલે વર્ષા કરતા વૃક્ષ તરીકે ઓળખવામાં આવે છે; કારણ કે તે ભાવિ વર્ષાઋતુનું સૂચન છે એમ માનવામાં આવે છે.

## પીળો શિરીષ

ગુજરાતી નામ—પીળો શિરીષ.

મરાઠી નામ—શિરીષ.

હિંદી નામ—શિરીષ.

અંગ્રેજી નામ—લેબેક ટ્રી અથવા શિરસ ટ્રી અથવા ધી ફ્રાયરવુડ ટ્રી.

ગણ—માઈમોસી (બાવળનો વર્ગ); શિંગોના વર્ગનો ઉપવર્ગ.

બોટેનિકલ નામ—આલબેઝીઆ લેબેક-બેંથ.

**નામનિર્દેશ :**—આલબેઝીઆ—આ ઈટાલીઅન નેચરલિસ્ટ આલબેઝીઆ નામ ઉપરથી પડ્યું છે. લેબેકનો શબ્દાર્થ મળતો નથી.

**વિસ્તાર :**—આ વૃક્ષો એશિયા તથા આફ્રિકાના સમશીતોષ્ણ કટિબંધ પ્રદેશોમાં ઘણાંખરાં થાય છે અને ઘણાં જંગલોમાં તેમનું વાવેતર કરવામાં આવેલું છે.

**વર્ણન :**—આ ઝાડ ૪૦ થી ૭૦ ફૂટ ઊંચું થાય છે. પાન પાનખર ઋતુમાં ખરી જાય છે. પાંદડાં દ્વિભાજિત હોય છે. મુખ્ય પાંદડાંનાં વૃંતો ઉપર એક ગ્રંથિ હોય છે. કેશરહિત અને કેશાવગુંઠિ



પીળો શિરીષ

વૃતો હોય છે એક ગ્રથિ પાદડાના ઉપર તથા બીજી પણ એક ગ્રથિ નાની પતીઓની તળે થાય છે પાદડીઓ ૨, ૩ કે ૪ની જોડીમા થાય છે અને તે ૪ થી ૫ ઈંચિ લાબી હોય છે, ૫ થી ૯ સુધી જોડમા ઊગે છે, અને ૧ થી ૧½ ઇચ સુધી લાબી અને ½" થી ¾" ઈંચ સુધી પહોળી હોય છે

પાદડીઓ ઈંડાના જેવી લબગોળ થાય છે પુષ્પો સફેદ, સુગંધિત, ગુચ્છોમા, છત્રીની માફક વિસ્તૃત, ¾" થી ૧½" ઈંચના પરિઘ ધરાવતા ઊગે છે વજ્રો નાના અને નિકોણા મક દાનવાળા થાય છે ફળશીંગ ૪ થી ૧૨ ઈંચ સુધી લબાણમા તથા ¾" થી ૧¼" ઈંચ સુધી પહોળી, અણીદાર, લબગોળ, ટોચવાળી, ફીકી, કાગળની માફક પોચી, રુંવાળી, મોટી શિંગોવાળી અને ચળકતી થાય છે

**ઉપયોગિતા :**—અરબી ગુદરને મળતો આ ઝાડનો ગુદર નીકળે છે છાલમા કાપા પાડવાથી એ કાળાશ પડતો ગુદર નીકળે છે છાપવાના કામમા ઉપયોગી હોય છે છાલમાથી નીકળેલો રગ ચામડા રગાવાના કામે આવે છે બીજનો અર્ક આખમા ટીપા નાખવા અને ખીલ્લ કરમાળ ઉપર પણ ઉપયોગી છે પાદડા ઊંટનો ખોરાક છે વૃક્ષની છાલ મોટી તથા ધોળી હોય છે છાલની અદરનુ લાકડુ ઘેરુ તપખીરિયા સખત અને ટાટદાર હોય છે કેટલીક ઘેરા રગવાળી રેખાઓ તેમા જોવામા આવે છે સુથારી કામ માટે લાકડુ ઘણા ઉપયોગમા આવે છે ફર્નિચર બનાવવામા તે ઘણુ ઉપયોગી છે વળી પીલવાના સચા, ઘાણી, સાબેના તથા ગાડાના પૈડા બનાવવામા તેનો ઘણો ઉપયોગ થાય છે

**વાવેતર અંગે સૂચન :**—આ ઝાડ રસ્તાઓની બાજુ પર રોપવા માટે સારા છે, કારણ કે, એ વૃક્ષના મૂળ જમીનમા ઘણા ઊડા

જતાં નથી. બગીચાઓમાં કેવળ શોભા આપતું એ વૃક્ષ છે, કારણ કે, તેનાં પુષ્પોની શોભા ઘણી થાય છે. રાજમાર્ગ ઉપર વૃક્ષાવલિ તરીકે આ વૃક્ષો ઉગાડવા નહીં; કારણ કે, લાકડું ઘણું હલકું હોય છે.

## કાળો શિરસ

ગુજરાતી નામ—કાળો સિરસ

મરાઠી નામ—કાળા શિરસ

બોટેનિકલ નામ—આલબીઝીઆ ઓડોરેટિસિમા (લીન્. એફ.) બેંથ્.

ગણ—માઈમોસી–(બાવળનો વર્ગ) શિંગોના વર્ગનો ઉપવર્ગ

**નામનિર્દેશ :**—પીળા સરસ જેવું.

**વિસ્તાર :**—હિંદુસ્તાનના ઘણાં ભાગોમાં એ વૃક્ષો જોવા મળે છે. ઘણુંખરું ગુજરાતમાં તે જોવા મળતાં નથી.

**વર્ણન :**—પીળા સરસ જેવું.

**ઉપયોગિતા :**—આ ઝાડમાંથી કાળાશ પડતા તપખીરિયા રંગનો તથા ગોળના ટીપા જેવા આકારનો ગુંદર નીકળે છે. આ ગુંદર સ્વાદહીન હોય છે. પાણીમા તે ઓગળે છે. છાલના રંગમાં તપખીરિયા રંગનાં કપડાં રંગાય છે. છાલ, જૂનાં ચાંદાં અને ગૂમડાં તેમ જ કોઢ પર ઘણી સારી અસર કરે છે. કોંકણ તરફ એનાં પાંદડાં તથા ડાળખીઓ ઉત્તમ ચારો ગણાય છે. મજબૂતાઈ તથા ટકાઉપણાની જરૂર હોય ત્યાં આ લાકડું સારું ગણાય છે. આ લાકડાનાં ગાડાનાં પૈડાં બનાવાય છે. એના પર રંગ સારો ચઢે છે; અને એના પર નકશીકામ પણ સારું થાય છે.

**વાવેતર અંગે સૂચન :**—પીળા સરસ મુજબ.

## વિલાયતી બાવળ

ગુજરાતી નામ—વિલાયતી બાવળ

મરાઠી નામ—વિલાયતી બાભૂળ

બોટૅનિકલ નામ—ઍકેશીઆ ઓરીકયુલી ફોર્મીસ–એ. કયુન એકસ્ બેંથ્

ગણ—માઈમોસી–બાવળનો ઉપવર્ગ

**વિસ્તાર :**—આ વૃક્ષો બિહાર પ્રાંતમાં તથા ઉત્તર પ્રદેશમાં ઘણાં થાય છે.

**વર્ણન :**—એ વૃક્ષ કાયમનું લીલું રહે છે. દેખાવમાં એ ઘણું શોભાયમાન છે. એની શાખાઓ લટકતી રહે છે; અને પાંદડાં હરિતદ્રવ્ય ઉત્પન્ન કરતાં અને તદ્દન નાના પાંદડાં સૂર્યપ્રકાશ દ્વારા હરિતદ્રવ્ય ઉત્પન્ન કરવાનું કામ ન કરતાં તે વૃંતો તરીકે કામ કરે છે, એના જ માટે પાંદડાંને પર્ણકાયસ્તંભ કહે છે. પુષ્પો તદ્દન એક પછી એક ક્રમમાં અને પીળા રંગનાં હોય છે. એ વૃક્ષ ૪૫ થી ૫૦ ફૂટ સુધી ઊંચું સીધું ઊગે છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજથી એ વૃક્ષ ઉત્પન્ન થાય છે. નિર્જળ પ્રદેશોમાં તથા સૂકા ભાગોના પ્રતિરોધક તરીકે એ વૃક્ષ ઉપયોગી છે. ઓછા પાણીવાળી ભૂમિમાં પણ તે સારી રીતે ઊગે છે. પથ્થરિયા જમીનમાં પણ તે સારી રીતે ઊગે છે. બગીચાઓ માટે તથા ઉઘાડી જગ્યા માટે અને ઘરના નાના બગીચાઓ માટે પણ આ વૃક્ષો રોપવામાં સારા છે. સુંદર શોભાયમાન પુષ્પો અને તદ્દન લીલાં વૃંતો વૃક્ષને ઘણી શોભા આપે છે.



વિનાયતી બાવળ

## જંગલી બદામ

ગુજરાતી નામ—જંગલી બદામ

મરાઠી નામ—જંગલી બદામ

હિંદી નામ—જંગાલી બદામ

બોટેનિકલ નામ—ટર્મિનેલીઆ કટાપ્પા-લીન્

ગણુ—કૉમ્બ્રીટેસી-(હરડા-બેહડાનો વર્ગ)

**નામનિર્દેશ :**—ટર્મિનેલીઆ આ શબ્દ વૃક્ષની શાખાની ટોચ પર ઉગતાં પાદડાંઓના અર્થમા કહેવામાં આવે છે. કટાપ્પા આ તદ્દેશીય નામ છે.



**વિસ્તાર :**—જ ગલી બદામ માલ્યુકસ દેશનુ મૂળ વૃક્ષ છે. હિંદુસ્તાનના ઘણા ભાગોમા તે ઊગે છે. તે આદામાન બેટોમા પણ ઊગે છે

**વર્ણન :**—પાનખર ઋતુમા ખરી જતા પાનના કારણે એ પાનખર વૃક્ષ છે, પણ પાન ખરવાના સમયે એ વૃક્ષ ઘણુ લાલ જણાય છે, જેથી તે ઘણી શોભા આપે છે, લગભગ ૮૦ ફૂટ ઊચુ થાય છે, શાખાઓ સીધી હોય છે, ૩ થી ૬ ફૂટ લાબી તે ઊગે છે અને એકથી એક અલગ એવી રીતે ઊગે છે. પાદડા ૫ થી ૧૨ ઇચ લાબા અને ૩ થી ૬ ઇચ પહોળા, ગોળાકાર હોય છે. તેમનુ ઊગમસ્થાન ઘણુ નાનુ હોય છે, અને તે ઘણાખરા કાનના આકાર જેવા હોય છે પાદડા ઘણા સુવાળા હોય છે. પાદડાના વૃ તો એક ઇચ લાબા હોય છે પુષ્પો ઝીણા, ૬ થી ૮ ઇચ લાબા, સીધા વૃ તો પર ઊગે છે. તે પુષ્પો પાદડાની કક્ષોમા ઊગે છે. પુષ્પો જુનાઈ–ઑગસ્ટ મહિનામા આવે છે. તે જ વખતે પણ નૂતન પલ્લવી વૃક્ષો પર ફૂટે છે. ફળ ગોળાકાર બે પાખાવાળુ ૧½ થી ૨ ઇચ સુધી લાબુ થાય છે

**ઉપયોગ :**—એ વૃક્ષની છાલમાથી એક જાતનો ગુ દર નીકળે છે. છાલ અને પાદડા ઘણા તુરા હોઈ, ટૅનિન રાસાયનિક દ્રવ્ય આપે છે. ફળની અ દરના ભાગથી સારુ તેલ નીકળે છે વાસમા અને રુચિમાં તે તેલ બદામના તેલ જેવુ જ થાય છે. ગુરુત્વમા આ તેન અને બદામના તેલની સરખામણી કરીએ તો બન્ને માપમા સરખા હોય છે વૈદ્યકીય દૃષ્ટિએ, આ તેલ તથા કુમળા પાદડા અને છાલનો ઉપયોગ ઘણો છે

**વાવેતર અ ગે સૂચન :**—બીજમાથી એ વૃક્ષ થાય છે. બ ગાળી બદામ અને ખરી બદામ (પીચ ગણનુ) આ બન્ને વૃક્ષો તદ્દન જુદા હોવાથી તે નામ પરથી ફક્ત એક છે એમ માનવુ નહિ, કારણ કે, દરેકના ગુણધર્મો, ગણ, વનસ્પતિનામ તદ્દન જુદા હોય છે.

## બૉટલ બ્રશ

મરાઠી નામ—લોલ બૉટલ બ્રશ

અંગ્રેજી નામ—બૉટલ બ્રશ

બૉટનિકલ નામ—કેલીસ્ટીમન્ લેન્સીઓલેટસ્-સ્વીટ્

ગણ—મર્ટેસી-( જાંબુડાનો વર્ગ )



બૉટલ બ્રશ

**વિસ્તાર :**—તે પંજાબ પ્રાંતમાં ઘણા બગીચાઓમાં થાય છે. ઉત્તર પ્રદેશમાં પણ ઘણા થાય છે.

**વર્ણન :**—આખું ઋતુમાં પણ લીલું રહેતું એ ઝાડની ડાળખીઓ ઘણી લાંબી, લટકતી (વિપીંગ વિલો નામના ઝાડ જેવી લટકતી), લાલ પુષ્પગુચ્છયુક્ત થાય છે. પાન તદ્દન નાના, સુગંધિત (યુકેલીપ્ટસના વૃક્ષોના જેવા સુગંધિત) થાય છે, કારણ કે તેનું ઔષધિ બને એવું તેલ થાય છે. પુષ્પો ગુચ્છોમાં પાંદડાની વચ્ચે વચ્ચે ઊગતાં ઘણી શોભા આપે છે. તેઓ બ્રશ જેવા જણાય છે અને માર્ચ માસમાં તેમ જ ઓક્ટોબરમાં ઘણાં થાય છે. આ લાલ પુષ્પોથી ઝાડની ગોભામાં વૃદ્ધિ થાય છે. લાલરંગયુક્ત પાંખડીઓ તેની અંદર થતા પરાગયુક્ત પુંકેસરો ઘણી શોભા આપે છે. આ ઝાડ ઘણું આકર્ષક થાય છે. પુંકેસરો ખરી ગયા બાદ નાની નાની શિંગ જેવા ફળ થાય છે. બીજ ઘણા થાય છે.

**ઉપયોગિતા :**—છાલમાંથી તેમ જ પાંદડાંમાંથી તેલ નીકળે છે. છાલ, વૃક્ષમાંથી મોટું વૃક્ષ થાય એટલે છૂટી છૂટી થઈ કકડામાં બહાર પડે છે. તે ઝાડ જીવાત કે જંતુનાશક હોવાથી, તેનું વાવેતર બગીચાઓમાં વિશેષ કરીને ઘરના કંપાઉન્ડમાં પણ વધારે પ્રમાણમાં થાય છે.

**વાવેતર અંગે સૂચન :**—થોડાક વર્ષમાં વાવેતર થયા બાદ તેને પુષ્પો આવવા શરૂ થાય છે. બીજ શિંગોમાંથી મળે છે. બીજમાંથી તરત ઝાડ ઉત્પન્ન થાય છે. બીજારોપણ માટે ઘણી ભેજવાળી જમીન અનુકૂળ આવે છે. ફળ ખરી ગયા બાદ ફરીથી આ વૃક્ષો પર પુષ્પગુચ્છો ઉત્પન્ન થાય છે. એવું સાતત્ય આખું વરસ ચાલ્યા જ કરે છે. એ વૃક્ષ રાજમાર્ગો ઉપર વૃક્ષાવલિ તરીકે ઘણી શોભા આપે છે, કારણ કે, સુંદર લાલચોળ રંગવાળાં પુષ્પો અને વૃક્ષ દેખાવમાં ઘણાં આકર્ષક હોય છે, અને પાન ઘણાં સુગંધિત હોય છે.

## અંકોલ

ગુજરાતી નામ—અંકોલ

મરાઠી નામ—અંકુલ

હિંદી નામ—કાળા અકોલ; ટેરા, ઢેરા.

સંસ્કૃત નામ—અંકોલ

તામિલ નામ—અંકોલ

બંગાલી નામ—આંકોક; અંકુલે

બોટેનિકલ નામ—એલેનજીઅમ્ લેમરકાય-થ્વેટ

ગણ—કોર્નેસી-(અંકોલનો વર્ગ)

પર્યાય નામ—એલેનજીઅમ્ સંલ્વી ફોલિયમ્ (લીન્. એફ.) વેંગ

**વિસ્તાર :**—આ વૃક્ષો હિંદુસ્તાનના ઘણા ભાગોમાં અને કોંકણ તથા દક્ષિણમાં ઘણાં થાય છે. તે ઘણાં મોટાં થાય છે. તદ્દન લીલાં રહેનાં વૃક્ષોમાંનું તે એક વૃક્ષ છે.

**વર્ણન :**—ફીકી છાલવાળું એ વૃક્ષ નાનું હોઈ, થડ પર કાંટા ઊગેલા હોય છે. પાંદડાં ભાલાકાર, લંબગોળ, રેશાચ્છાદિત હોય છે. પુષ્પો શાખાઓ ઉપર ગુચ્છોમાં ઊગે છે અને ઘણાં સુગંધિત હોય છે. પુષ્પોનાં વજ્ર ઘણાં ઝીણાં હોય છે. પાંદડાં આંગળ બે આંગળ પહોળાં હોઈ, લાંબાં હોય છે. પાંદડાં રેશાયુક્ત થાય છે. પાંખડીઓ કોઈક પુષ્પો ઉપર ચાર નહિ તો પાંચ પણ જણાય છે; તે સફેદ પણ પીળાશ પડતી પાછળની બાજુમાં વળેલી જણાય છે. પુંકેસરો લગભગ ૨૦ હોય છે. તે ઘણા લાંબા, સફેદ રંગવાળા અને આધાર સ્થળે કેશયુક્ત હોય છે. ફળ લીલું ગુજબેરીના કે ચણાના ફળ જેવું, તદ્દન કાળું અને લાલ રંગવાળું હોય છે. તેમાં એક જ બીજ હોય છે; અને ફળની અંદર રસ ભરેલો હોય છે. ફળ માત્ર વજ્રોથી પરિવેષ્ટિત હોય છે.

**ઉપયોગિતા :**—એના બીજનું તેલ નીકળે છે. બીજ ઠંડાં, ધાતુ-પૌષ્ટિક હોવાથી વૈદ્ય લોકો ઘણો ઉપયોગ કરે છે. બીજનું તેલ ચામડીના દર્દો ઉપર ઉપયોગી છે. અનેક રોગો પર એ એક ઔષધિ વનસ્પતિ ગણાય છે. કૃમિનો નાશ થવા મૂળિયાંનો ઉપયોગ કરવો. જડને વાટી ઝેરી સાપનું વિષ ઉતારવાના કામમા લેવામાં છે. મૂળની છાલ ઊલટી ઉપર ઉપયોગી હોવાથી વૈદ્ય લોકો ઘણી વાપરે છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી વૃક્ષ ઊગે છે. ઘણો છાયડો આપતુ અને તદ્દન લીલું રહેતું એ વૃક્ષ બગીચાઓમાં તથા ડુંગર ઉપર સારૂં ઊગે છે.

## ધોળું મિંઢળ

ગુજરાતી નામ—મીંઢળ

મરાઠી નામ—માઈન ફળ; ગેળ

હિંદી નામ—મૈન ફળ, કરહર

સંસ્કૃત નામ—મદન

મલયાલી નામ—માંગાકાઈ

તામિલ નામ—પુંગારે

તેલુગુ નામ—મારિંગા

બંગાલી નામ—મયના કાંટા

અંગ્રેજી નામ—બુશી ગાર્ડિનિયા

બોટેનિકલ નામ—રૅંડિઆ ડયુમેટોરમ્–ડી. સી.

પર્યાય નામ—રૅંડિઆ સ્પાઈનોસા–(થંબ.) પૌઈર

ગણ—રૂબીએસી–(કદંબ અને કૉફીનો વર્ગ)

**નામનિર્દેશ :**—રૅંડિઆ શબ્દ આ ઇઝેક રૅંડના સન્માનમાં શબ્દ-પ્રયોગ કરવામાં આવ્યો છે.

**વિસ્તાર :**—હિંદુસ્તાન તથા સિલોનના અને પંજાબના ઘણા ખરા ભાગોમાં ભેજવાળી ભૂમિમાં એ વૃક્ષ થાય છે.

**વર્ણન :**—આ નાના થડનું વૃક્ષ ૨૦ થી ૩૦ ફૂટ ઊંચું થાય છે. શાખાઓ એકથી બે અતિ તીક્ષ્ણ અને મજબૂત કાંટાની જોડમાં ઊગે છે. આ કાંટા લગભગ ½ થી ½ ઇંચ લાંબા હોય છે. પાંદડાં ગુચ્છોમાં થાય છે; અને નાની લાંબી ડાળખીઓ ઉપર ઘણાં ઊગે છે. પાંદડા ૨½ થી ૫ ઇંચ સુધી લાંબાં અને ૧½ ઇંચ સુધી પહોળાં, લંબગોળ આકારવાળાં, થાય છે. પુષ્પો ૧½ થી ૨ ઇંચ સુધી લાંબાં અને નાનાં નાનાં દાંડીઓ પરની ટોચે ઊગે છે. પુષ્પો સફેદ નાનાં પણ સુગંધિત, પાંચ પાંખડીઓવાળાં થાય છે; પણ કોઈક વખત ૬ પાંખડીઓ પણ ઉત્પન્ન થાય છે. એપ્રિલથી જુલાઈ સુધી પુષ્પો આવે છે. ફળ ૨ થી ૨½ ઇંચ લાંબું, ગોળાકાર, ઈંડાના આકારનું થાય છે. ફળ પુષ્પોના વજ્રોથી અવગુંઠિત થાય છે.

**ઉપયોગિતા :**—તદ્દન પાકા કેલિકો પ્રિન્ટીંગના રંગ બનાવવામાં ફળનો ઉપયોગ થાય છે. કઢી કે શાક બનાવવા પણ આ ફળોનો ઉપયોગ થાય છે. ફળો શેકીને અને ઉકાળીને પણ ખવાય છે. ઝાડા કે સંગ્રહણી જેવા રોગોમાં ફળ ઘણા વૈદ્યો વાપરે છે. છાલ દવાની દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે. કાચાં ફળ, માછલાં મારવામાં કોળી લોકો ઉપયોગ કરે છે; કારણ કે તે વિષરૂપ થતાં મચ્છી મરી જાય છે. લગ્નના માંગલિક પ્રસંગોમાં આ ફળ જમણા હાથમાં બાંધવું તે એક માંગલિક ચિહ્ન મનાય છે. ફળોને પિષ્ટ કરી તે અનાજમાં ભેગું કરી મૂકવાથી, અનાજમાં કીડી થતી નથી. લાકડું ફીકું ચોકલેટી રંગનું ઘણું મજબૂત હોઈ, ખેતર કામનાં ઓજારો બનાવવામાં ઉપયોગી છે. કાંસકીઓ, હાથમાં રાખવાની લાકડીઓ, તેમ જ કંપાઉન્ડ બનાવવામાં પણ લાકડાનો ઘણો ઉપયોગ થાય છે.

## કદંબ વૃક્ષ

ગુજરાતી નામ—કદંબ

મગહી નામ—કદંબ

સંસ્કૃત નામ—કદંબ

હિંદી નામ—કદંબ



કદંબ વૃક્ષ

તામિલ નામ—કદંબ

તેલુગુ નામ—કદમચેટ્ટુ

બોટૅનિકલ નામ—ઍંથોસેફેલસ્ કદંબા-મિક્

પર્યાય નામ—ઍંથોમેફેલસ્ ઈંડિકા-એ. રીચ્

પર્યાય નામ—અડાયના કૉર્ડીફોલિઆ-હુક



કદંબ વૃક્ષ



કદમ્બના પાન અને પુષ્પ

ગણુ—રૂબીએસી–(કદંબ અને કોફીનો વર્ગ)

**વિસ્તાર :**—હિંદુસ્તાનના ઉષ્ણ પ્રદેશોમાં આ વૃક્ષો ઘણાં થાય છે. હિમાલયની તળેટીના પ્રદેશોમાં, નેપાળથી બર્મા સુધી આ વૃક્ષો પ્રસૃત થયાં છે, અને દક્ષિણ હિંદુસ્તાનમાં ઉત્તર સરકારના પ્રાંતોમાં અને પશ્ચિમ ઘાટમાં ઘણા પ્રમાણમાં ઊગે છે. બે હજાર વર્ષો પહેલાં આ વૃક્ષોનું અસ્તિત્વ શ્રી કૃષ્ણાવતારની કથાઓમાં વિસ્તીર્ણરૂપે જોવામાં તથા તેનાં વર્ણનો સાંભળવામાં આવે છે. આ વૃક્ષો તે વખતે વૃંદાવન, મથુરા અને ભરતપુર વચ્ચે તથા આજુબાજુના વિભાગોમાં ઘણાં થતાં હતાં અને હાલમાં પણ ઘણી જગ્યાઓ ઉપર તે વૃક્ષો જણાય છે. મહાભારતના વર્ણનમાં શ્રીકૃષ્ણ પરમાત્મા વૃંદાવનમાં મથુરાજીમાં સ્નાન કરતી ગોપકુમારીઓનાં વસ્ત્રો હરણ કરી, કેવળ ભક્તિપ્રદાન કરવા માટે યમુનાકિનારે થતા વૃક્ષ ઉપર ચઢી ક્રીડા કરતા હતા વગેરે વર્ણન સાંભળીએ ત્યારે તે વખતે પણ આ શોભાદાયક સુગંધિત વૃક્ષને જ શ્રી કૃષ્ણપરમાત્માએ પસંદ કર્યું, તેનું કારણ આ વૃક્ષો ઘણાં ઘટાદાર, છાયાવાળાં ઘણાં પાંદડાંવાળાં, સુગંધિત પુષ્પોવાળાં અને અત્યંત શોભાયમાન હોવાથી તેને શ્રી ભગવાને પસંદ કર્યું હતું.

**વર્ણન :**—આ પર્ણપાતી જંગલનાં વૃક્ષો ઘણાં ઊંચાં, સીધાં થડવાળાં, મોટાં ત્રીસ ફૂટ ઊંચાં થાય છે. ૫ થી ૭ ફૂટ સુધી તે થડના પરિઘમાં થાય છે. ઉપરની ડાળખીઓ લટકતી હોય છે. પુષ્પો ઘણાં સુંદર, દડા જેવાં ગોળ, લાંબા પાંદડાંમાં ભરાયેલાં જણાય છે. પાંદડાં પાંચથી નવ ઇંચ સુધી લાંબાં, લંબગોળ, ઈંડાના આકાર જેવાં સૂક્ષ્મ, ચળકતાં અને નીચેના ભાગમાં સુંવાળાં અને ઉપરના ભાગમાં કેશવિરહિત થાય છે. પુષ્પોના ગુચ્છો ટોચે ગોળાકાર ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચવાળી દાંડી પર ઊગે છે.

**ઉપયોગિતા :**—લાકડું ઘણુખરૂં ખોખા બનાવવામા ઉપયોગી છે, કારણ કે તે હલકું હોય છે, તગાપા તથા હોડકા તેમ જ કોતરકામ તથા શોભાવાળી વસ્તુઓ બનાવવામા ઉપયોગી છે. હલકા પ્રતના કાગળો પણુ લાકડામાથી બનાવી શકાય છે. જાનવરો પાદડા ઘણા ખાય છે. મુખરોગ ઉપર કદંબની છાલના કાઢાના કોગળા કરવા.

**વાવેતર અંગે સૂચન :**—ભેજવાળા જંગલોમા આ વૃક્ષો ઘણા થાય છે. પાણીનો નિકાલ સારો થઈ શકે એવી જગ્યાઓ પર આ વૃક્ષો ઘણા જલ્દી ઊગી શકે છે. લગભગ ત્રીસ વર્ષમા આ વૃક્ષો ઘણા મોટા થાય છે.

## મહુડો

ગુજરાતી નામ—મહુડો

મરાઠી નામ—મોહા

સંસ્કૃત નામ—મધુકા

બંગાલી નામ—મહુઆ

તામિલ નામ—ઈલીપી

તેલુગુ નામ—ઈપી.

અંગ્રેજી નામ—માહવા ટ્રી

બોટેનિકલ નામ—બૅસીઆ લેટીફોલીઆ—રૅાક્સબર્ગ

ગણુ—સૅપોટેસી—( રાયણુનો વર્ગ )

**વિસ્તાર :**—હિંદુસ્તાનનાં ઘણાં વૃક્ષો શોભાયમાન અને ઉપયોગી છે તેમાં આ વૃક્ષો ઘણા ઊંચા નંબરમાં ગણાય છે. ઘણો ઊંચો, શોભાયમાન એવો એ વૃક્ષનો દરેક ભાગ ઉપયોગમાં લેવાય છે. પાનખર વિભાગોમાં તથા ગુજરાત અને પશ્ચિમ ઘાટમાં આ વૃક્ષોનું મૂળ સ્થાન છે, અને ઘણાં મળે છે, પણ મદ્રાસ ઇલાકામાં કે બંગાળમાં આ વૃક્ષો ઘણાં જણાતાં નથી. મધ્યપ્રદેશમાં આ વૃક્ષો ઘણાં મળી આવે છે.

**વર્ણન :**—પાનખર ઋતુમાં પાન ખરી જનારા વૃક્ષમાંનું એ વૃક્ષ છે. તે ૨૦ મીટર ઊંચું જાય છે. પાંદડાં જ્યારે નૂતન હોય ત્યારે ગોળાકાર, રુંવાળાં, કેશયુક્ત હોય છે. તેઓ ગુચ્છોમાં થાય છે. પુષ્પો ઘણી શાખાઓની ટોચો પર ગુચ્છોમાં ઉત્પન્ન થાય છે; પણ તે હંમેશાં, વૃક્ષ જ્યારે પર્ણરહિત અવસ્થામાં હોય ત્યારે ઘણાંખરાં ખીલે થાય છે. ફળ ગોળાકાર, લાંબું, પ્રથમતઃ લીલું પણ પાકયા બાદ લીલરંગવાળું પણ જરા પીળાશ પર થાય છે.

**ઉપયોગિતા :**—પુષ્પો ખાવામાં લેવાય છે. પુષ્પોની સુગંધ સારી હોતી નથી. ઘણાંખરાં સુકાયેલાં પુષ્પો પાણીમાં મૂકી, ગાળવાથી એક પ્રકારનું "મદ્ય" તૈયાર કરવામાં આવે છે. પુષ્પો શિયાળ વગેરે જાનવરો ઘણા ખાય છે. એવી દંતકથા છે કે, રીંછ જાનવર, આ વૃક્ષોનાં પુષ્પો ઘણાં ખાય તો તે નશામાં ચકચૂર થઈ રહે છે ફળનો ઉપયોગ પશ્ચિમ ઘાટના અને મધ્યપ્રદેશના વન્યજાતિના-લોકો ઘણો કરે છે. એક જાતનું તેલ બીજમાંથી નીકળે છે તે બત્તી બાળવામાં વપરાય છે; અને એ જ તેલ ઘીમાં ભેળવી વેચાય છે. રસાયણ બનાવવાના કારખાનામાં આ તેલ સાબુ બનાવવામાં ઉપયોગી છે. મહુડાનાં સુકાયેલાં ફૂલોમાંથી ઊંચી જાતનો દેશી દારૂ બને છે હાલ દારૂબંધીનો કાયદો પ્રચલિત હોવાથી, ઘણાંખરાં વૃક્ષોનો નાશ કરવામાં આવે છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે.

## બોરસલી

ગુજરાતી નામ—બોરસલી

મરાઠી નામ—બકુલ; ઓવારી

બંગાલી નામ—બકુલ

કન્નડ નામ—બકુલ

તામિલ નામ—બકુલ

સંસ્કૃત નામ—બકુલ

બોટેનિકલ નામ—મિમ્યુસોપ્સ્ ઇલેંગી-એલ્

ગણ—સૅપોટેસી-રાયણનો વર્ગ

**નામનિર્દેશ :**—મિમ્યુસોપ્સ્ આ શીખ શબ્દ છે. એનો અર્થ વાંદરા જેવું; પણ આ સંદર્ભ બરાબર જણાતો નથી. ઇલેંગી (એલંગી) આ શબ્દ તામિલ ભાષામાંનો છે.

**વિસ્તાર :**—કાયમનું લીલું રહેતું આ ઝાડ ઘણું મોટું થાય છે. પશ્ચિમ ઘાટમાં લગભગ મુંબઈથી દક્ષિણ વિભાગના પ્રદેશોમાં તથા ઉત્તર સરકારના પૂર્વ વિભાગમાંથી દક્ષિણ દિશા તરફ તેમ જ આંદામાન, બર્મા આદિમાં તે ઘણાં થાય છે.

**વર્ણન :**—ડાળખીઓ તદ્દન લીલા રંગની, ચળકતી દ્વિભાજિત થાય છે. ૪૦ થી ૬૦ ફૂટ ઊંચા આ વૃક્ષનાં પાંદડાં ૨ થી ૬ ઈંચ લાંબાં, તદ્દન લીલા રંગનાં ૧½ થી ૨ ઇંચ પહોળાં, ઈંડાના આકારનાં, મોખરે ટોચવાળાં અને આધારમાં નોકદાર પણ ગોળ આકારવાળાં થાય છે. ધોળાં પુષ્પો તારા જેવી ચક્રાકૃતિ આકારવાળાં, સુગંધિત, ૧" ઈંચ પરિઘમાં ઊંધા લટકતા વૃંતો ઉપર હોય છે. તેની મધ્યમાં છિદ્ર હોય છે. ½ થી ૧ ઈંચનાં વૃંતો થાય છે. જુલાઈથી ડિસેંબર સુધી આ વૃક્ષો ઉપર અત્યંત

સુગંધિત પુષ્પો આવે છે. ફળ એક ઇંચ લાંબું, ઈંડાના આકારવાળું, લીલું, નારંગીના રંગ જેવું, બદામ જેવડું થાય છે. તે પાકે એટલે સિંદૂર જેવું રાતું થાય છે. એ ગુચ્છોમાં હોવાથી કોઈ પણ તેને ખાતું નથી. બોરસલીના ફળની વાસ હવામાં મળવાથી હવા પણ શુદ્ધ થાય છે.

**ઉપયોગિતા :**—મદ્રાસનો પોગળ્ણે ગુંદર આ વૃક્ષમાંથી મળે છે. બીજના રંગ સાથે છાલમાંથી રંગ કાઢી મિશ્ર કરવાથી ઘણો સારો પાકો રંગ થાય છે. પુષ્પોમાંથી બાષ્પશીલ તેલ નીકળે છે; અને પાણી સુગંધિત કરવા તે તેલ વાપરવામાં આવે છે. તેનું અત્તર બને છે. ફળનું અથાણું થાય છે. બીજમાંથી રંગ નીકળે છે. ફળ પરિપક્વ થયા પછી તે સત્ત્વયુક્ત પ્રવાહી પદાર્થ, નીકળે છે. બીજમાંનું તેલ રાંધવાના ઉપયોગમાં લેવાય છે. લાકડું ઘણું સારું મજબૂત થાય છે. મકાનો બાંધવામાં પણ તે ઉપયોગમાં આવે છે; કારણ કે તે કઠણ થાય છે તથા ગાડાં, પેટીઓ વગેરે બનાવવામાં ઉપયોગી છે. ખારી ભૂમિમાં પણ આ વૃક્ષો ઘણાં વર્ષો ટકે છે.

**વાવેતર અંગે સૂચન :**—છાંયડા માટે આ વૃક્ષો પ્રસિદ્ધ હોવાથી અને સુગંધિત પુષ્પો હોવાથી, આ વૃક્ષો મોટા મોટા બગીચાઓમાં તથા રાજમાર્ગ ઉપર વૃક્ષાવલિ તરીકે રોપવાં ઘણાં ઉપયોગી છે. બીજમાંથી એ વૃક્ષ થાય છે; પણ બીજમાંથી વૃક્ષનો ઉછેર થવા ઘણા દિવસ વ્યતિત થાય છે.

## રાયણ

ગુજરાતી નામ—રાયણ.

મરાઠી નામ—રાયણ.

સંસ્કૃત નામ—રાજદાન, ફૂલાધ્યક્ષ, રાજન્યા, ક્ષીરિકા

બોટેનિકલ નામ—મિમ્યુસોપ્સ હેકઝાંડ્રા–રોકસબર્ગ.

પર્યાય નામ—મેનિલકેરા હેકઝાન્ડ્રા ( ગેકસબર્ગ ) ડયુગાર્ડ.

ગણ—સેપોટેસિ-( બકુલ વર્ગ ).

**વિસ્તાર :**—ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ, બિહાર, મહારાષ્ટ્ર, મદ્રાસ, સિલોન વગેરે દેશોમા આ ઝાડ ઘણા થાય છે.

**વર્ણન :**—હજાર વર્ષ ઉપગતની જૂની રાયણો જોવા મળે છે. બીજથી ઝાડ ઉગાડવામા આવે છે, પણ ઝાડ ઘણુ ધીમે ઊગે છે. ઝાડ ખૂબ ઊંચા અને વિસ્તારવાળા થાય છે. તે સદા લીલું અને ૫૦ થી ૬૦ ફૂટ ઊંચું જાય છે. થડ ખૂબ જાડું, વાંકુંચૂંકું અને ગાંઠાગાંઠાવાળું થાય છે તેના મૂળ અતિ મજબૂત હોય છે. શાખાઓ ચોતરફ ફેલાયેલી, કઠણ અને ગાંઠાગાંઠાવાળી હોય છે. પાદડાં ડાળખીઓ ઉપર એકાંતરે આવેલા, ખેંચવાથી ન ફાટે તેવા, ચીકણા, સાદાં, લીલાં, બન્ને બાજુએ લીસા પણ ઉપલી બાજુએ ચળકાટવાળાં અને નીચલી બાજુએ ફીકાં, ૨ થી ૬ ઈંચ લાંબા અને ૧ થી ૨ ઇંચ પહોળા, લંબગોળ અથવા ઈંડાના આકારનાં, ટોચે પહોળાં ને ગોળાકાર સહેજ ખાંચાવાળા અને તળિયે સાંકડાં થતાં પણ ખાસ કરીને ડાળખીઓના અંતમાં અતિ પાસે પાસે આવેલા હોય છે. પાનની દાંડી ½ ઇંચ લાંબી, લીસ્સી અને ઉપરની બાજુએ લાંબી, ખાંચાવાળી હોય છે. ફૂલ ½ ઇંચના વ્યાસમા, સફેદ બોરસલીના ફૂલ જેવાં, સુવાસવાળા, ચક્રાકાર, દાંડીવાળા ને પત્રકોણમાંથી એકલા અથવા બે થી ત્રણ કે છના સમૂહમા નીકળેલાં હોય છે. ફળ ½ ઈંચ લાંબું, એક બીવાળું પણ ક્વચિત્ બે કે વધારે બીવાળું, દૂધ જેવું સફેદ રસવાળું, શરૂઆતમા લીલા રંગનું, પણ પાકે ત્યારે પીળા રંગનુ અને લીમડાની લીંબોળીના આકારનું હોય છે. તેની અંદરના બી ઈંડાકાર, લાલ ભૂરા અથવા કાળા ભૂરા રંગનાં ને ચળકતાં હોય છે. સપ્ટેંબરથી ડિસેંબર માસમા ફૂલો આવે છે અને એપ્રિલથી જૂન માસમા ફળો આવે છે. વરસાદ પડતાં તેની મોસમ પૂરી થાય છે. વરસાદના છાંટા અડતાં જ તેના ફળમાં કીડા પડે છે.

**ઉપયોગિતા :**—ઝાડમાંથી રતાશ પડતો ગુંદર નીકળે છે. બીમાંથી તેલ નીકળે છે. લાકડું ઘણું કઠણ, મજબૂત, ચીકણું અને વજનમાં ખૂબ ભારે હોય છે. લાકડું મજબૂત હોવાથી શેરડી પીલવાનું કોલ્હુ, ઘાણી અને ગાડાના પૈડાની નાળીઓ બનાવવામાં ઉપયોગી છે. બળતણ તરીકે પણ લાકડું વપરાય છે. પાંદડાં ઢોરોને ચારા તરીકે અપાય છે. રાયણો મધુર હોવાથી તાજી અને સૂકવીને ખવાય છે. તાજાં ફળોને ઘી ચોપડી બે દિવસ રહેવા દઈને ખાવાથી દૂધનું શોષણ થઈ ફળો સ્વાદિષ્ટ બને છે. સૂકવેલાં ફળોને "રાણુ કોકડી" અથવા "રાયણુ કોકડી" કહે છે. ફળ અને પાન ઔષધિ તરીકે વપરાય છે. ફળ વીર્ય તથા બળને વધારનાર, સ્નિગ્ધ, ટાઢું અને ભારે છે અને તરસ, મૂર્છા, મદ, ભ્રાંતિ, ક્ષય, ત્રિદોષ અને લોહી બગાડનાર રોગો મટાડનાર છે. ફળ વધારે ખાવામાં આવે તો ઝાડા થાય છે. રાયણુ પૌષ્ટિક છે અને તે ગરમીનાં દર્દો મટાડે છે. ફળ સ્થૂળતાવર્ધક હોય છે, જેથી શરીરનું વજન વધી જાય છે; હૃદયને હિતકારી છે. કુષ્ઠ રોગો ઉપર પણ ફળ ઘણાં ઉપયોગી છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી વૃક્ષ ઊગે છે. તે બગીચાઓમાં શોભા અને છાંયડા માટે રોપવામાં આવે છે.

## પારિજાતક

ગુજરાતી નામ—પારિજાતક.

મરાઠી નામ—પારિજાતક.

હિંદી નામ—પારિજાતક; હારસીભાર; સિધર.

અંગ્રેજી નામ—કોરલ જેસ્માઈન્ અથવા ઇંડિયન મોનર્ અથવા સારોફુલ ટ્રી.

બોટેનિકલ નામ—નિકટેન્થસ્ આરબોર્‌ટ્રીસ્ટીસ્-લીન્.

ગણ—ઓલિયેસી. (મોગરા અને ચમેલીનો વર્ગ).

**વિસ્તાર :**—એ વૃક્ષ મધ્ય ભારતમાં તથા હિમાલયની તળેટીના ભાગોમાં તથા તરાઈ વિભાગોમાં ઘણાં મળે છે.

**વર્ણન :**—એ વૃક્ષ દસથી બાર ફૂટ ઊંચું થાય છે. સુકુમાર પુષ્પો ઘણાં સુગંધિત હોઈ મોટા પ્રમાણમાં ૭–એક માસ સુધી આવ્યા જ કરે છે. લાલ પુષ્પો ઘણાં સુગંધિત થાય છે; ઘણાંખરાં તે રાત્રિના સમયમાં ખીલી ઊઠે છે અને સવારે વૃક્ષની તળે ખરી ગયેલાં જણાય છે. સપ્ટેંબર–ઑકટોબર માસમાં તો ઘણાં પુષ્પો આવે છે. ફળ ચપટાં હોઈ કઠણ થાય છે અને તેની અંદર બે બીજ ઉત્પન્ન થાય છે. ચાંદણી રાતમાં એ વૃક્ષ ઘણી શોભા આપે છે; કારણ કે, પુષ્પો ફૂલે છે અને સાર્વત્રિક સુગંધ ફેલાય છે. ઝાડ હલાવીએ એટલે તેનાં ફૂલ નીચે ખરી પડે છે. પાંદડાં ઘણાં લીલાં હોય છે પણ ઘણાં કરકરાં હોય છે. તે ઘણી લાંબાં દાંડી ઉપર એકના સામે એક ક્રમથી ઊગે છે. ડાળખીઓ ઘણી લાંબી વિસ્તૃત હોવાથી એ વૃક્ષ ગુચ્છાકાર જણાય છે. તેનું થડ હલકું થાય છે.

**ઉપયોગિતા :**—થડ ચૉકલેટી રંગનું થાય છે અને તેનો બાળવામાં ઉપયોગ થાય છે. છાલનો ઉપયોગ રંગ તૈયાર કરવામાં થાય છે. સૅંડ પેપરના બદલે એ વૃક્ષનાં પાનનો લાકડાં પોલીશ કરવામાં ઉપયોગ થાય છે. મદ્ય પેયને રંગવા લોકો હમેશાં એ વૃક્ષનાં પુષ્પોનો લાલ રંગ દાંડીથી નિચોવી ઉપયોગમાં લે છે. પુષ્પોની લાલ દાંડીમાંથી લાલ રંગ તૈયાર કરી બીજા રંગમાં મિશ્ર કરાય છે. દાદરના દર્દ ઉપર પારિજાતકના પાલાનો રસ ચોપડવો.

**વાવેતર અંગે સૂચન :**—એ વૃક્ષ ઘણાંખરાં બીજથી ઉત્પન્ન થાય છે. વરસાદની શરૂઆતમાં બીજ સાધારણ ભેજવાળી જમીનમાં રોપી દેવાથી વૃક્ષ ઊગવાને ઘણો વખત લાગતો નથી. વૃક્ષ ઘણું નાજુક અને હલકું હોવાથી એ કેવળ ઘરના, સાર્વજનિક બગીચાઓમાં કે મોટા

બગીચાઓમાં રોપવા જેવું છે. પાનખર ઋતુમાં તેનાં પાંદડાં ખરી જાય છે. દરેક ત્રણ વર્ષ પછી એ વૃક્ષની ડાળખીઓ કાપી નાખવી જેથી તે વૃક્ષ આગળ ઉપર અતિ વિસ્તૃત થાય છે. ઘણાંખરાં મંદિરોમાં એ વૃક્ષ રોપવામાં આવે છે; ઉદ્દેશ કેવળ શોભા અને તેનાં સુગંધયુક્ત પુષ્પ એ જ એનુ કારણ છે. કોઈક વાર એ વૃક્ષ ઘરની સરહદ ઉપર લગાડવામા આવે છે જેથી પુષ્પો ખીલી જાય છે ને તે જોડેના ઘરના કંપાઉન્ડમાં પડે છે. માટે એ વૃક્ષનુ વાવેતર કરતી વખતે મધ્યસ્થ જગ્યાનુ સંશોધન કર્યા પછી રોપવાની વ્યવસ્થા કરવી.

## સાતવીણ

ગુજરાતી નામ—સાતવીણ.

મરાઠી નામ—સાલવીણ, સાતવીણ.

હિંદી નામ—શૈતાન.

અંગ્રેજી નામ—ડેવ્હીલ્સ્ ટ્રી.

બોટેનિકલ નામ—આલસ્ટોનિયા સ્કોલેરિસ્-આર્. બી. આર્.

ગણ—ઍપોસાઈનેસી-( કરમદાનો વર્ગ ).

**નામનિર્દેશ** :—આ વૃક્ષને શૈતાન નામ આપવાનુ કારણ એ છે કે ઘણા લોકો આ વૃક્ષથી ભય પામે છે, એવી લોકોની માન્યતા છે.

**વિસ્તાર** :—તે કોંકણ પ્રાતમા ઘણા મળી આવે છે. ઇંડિયન આર્ચિપેલાગો તથા કવીન્સલૅંડ, આફ્રિકાના ઉષ્ણ કટિબંધ પ્રદેશો સુધી આ વૃક્ષોનો વિસ્તાર ઘણો થયો છે.

**વર્ણન** :—૪૦ થી ૬૦ ફૂટ સુધી ઊંચા આ વૃક્ષો ઘણા સુશોભિત થાય છે. તેના હાથના પોચા જેવા પાદડાં દ્વિભાજિત હોય છે. પાંદડા હાથના પોચા જેવા ગુચ્છોમાં ૫ થી ૭ એવા એકત્રિત થઈ, તે લીલા ઘટ્ટ



સાતવીણુ

રગના લાબી લાબી ડાળખીઓ ઉપર ઘણુા આવે છે સાત સાત પત્રીઓ હોવાથી આ વૃક્ષ સપ્તપર્ણી કહેવાય છે. તે લબગોળ અને ચળકતા પાદડા મૂળમા આકુચિત અને તેના વૃતો લાગા થાય છે, તેથી દરેક પાદડાએ સ્પષ્ટ સાત જ છે એમ જણાય છે પુષ્પો નાના સફેદ લીલા રગવાળા, ટોચમા કેશાવગુઠિત અને પહોળી નળી જેવા થાય છે જાન્યુઆરીથી એપ્રિલ સુધી આ વૃક્ષોને આવતા પુષ્પો સુગધિત હોય છે, અને વૃક્ષને ઘણી શોભા આપે છે ફળ શિંગ થાય છે, અને તે ઘણી હલકી, લટકતી માળા જેવી દૂરથી જણાય છે અને ઘણી પાતળી હોવાથી તરત તૂટી જાય છે બીજ તદ્દન નાના હોય છે

**ઉપયોગિતા :**—છાલમાથી એક જાતનો વીનાઈનના જેવો ગન્નાયણિક પદાર્થ નીકળે છે ક્વીનાઈન જ્યારે મળતુ ન હતુ ત્યારે લોકો આ વૃક્ષના છાલનો ઉપયોગ કરતા હતા છાલ ઘણી સુવાળી, સહજ નીકળી જાય એવી હોય છે વૃક્ષોના નાના પાટિયા બનાવી નિશાળોમા સ્લેટની માફક ઉપયોગ થાય છે અને આ ઉપયોગિતા માટે જ આ વૃક્ષને "સ્કોલેરીસ" તરીકે ઓળખીએ છીએ

**વાવેતર અગે સૂચન :**—આ વૃક્ષો શોભા આપતા હોવાથી, બગીચાઓમા તેમ જ ગજમાર્ગોમા વૃક્ષાવલિ તરીકે ઉપયોગી થાય છે મોટા બગીચાઓમા આ વૃક્ષો ઘણા જણાય છે માટે આવા વૃક્ષોનુ સરક્ષણ તથા રાપણા ઘણા પ્રમાણમા થવા જોઈએ

## દરખેલા

ગુજરાતી નામ—દરખેલા

બોટેનિકલ નામ—રાઇટીઆ રોમેરોસ્ના-રોએમ્ અને સ્કુલ્ટ

ગણ—એપોસાઇનેસી-( કરમદાનો વર્ગ )

**નામનિર્દેશ :**—રાક્ષ્ટીઆ આ શબ્દ ગાર્ઇટ સાહેબના સન્માનાર્થે વપરાયો છે ટોમેંટોસા એટલે સુવાળા કેશવાળા અને સુંવાળા પાનવાળા

**વિસ્તાર :**—હિંદુસ્તાનના ઘણા ભાગોમા અને બ્રહ્મદેશમા આ વૃક્ષો થાય છે હિમાલય પર્વતરાજિ ઉપર લગભગ ૪૦૦૦ ફૂટ ઊંચાઈ પર તેમ જ સીલોન અને પેનગમા તે ઘણા થાય છે

**વર્ણન :**—એ વૃક્ષ ૨૫ થી ૩૦ ફૂટ ઊંચુ થાય છે પાદડા એકની સામે એક એવા હોઈ ૩ થી ૬ ઇંચ લાબા અને ૧ થી ૩ ઇંચ સુધી પહોળા, લબ ગોળાકાર અને ટોચે આકુચિત હોય છે પાનનો આધાર ગોળાકાર સુવાળો અને કેશાચ્છાદિત હોય છે પુષ્પો શાખાઓની ટોચે સફેદ રગવાળા ગુચ્છોમા આવે છે, પણ તેને સુવાસ હોતી નથી પ્રથમ સફેદ રગ હોય છે પછી તે રગ બદલાઈ જઈ પીળો રગ ધારણ કરે છે પુષ્પની પાખડીઓ પાચ હોય છે પુષ્પો વર્ષાઋતુમા પ્રફુલ્લિત થાય છે ફળ ૬ થી ૧૪ ઇંચ સુધી લાબી શિંગ જેવુ હોય છે અને તેની ઉપર બન્ને બાજુએ લાબી નળીઓ થાય છે, અને તેને જ નીચેના ભાગમા નાની નાની ગાંઠો હોય છે ફળ પરિપક્વ થાય ત્યારે ફળની બન્ને બાજુના પટ ખૂલી જઈ, બીજ હવામા ઊડી જાય છે બીજ ½ થી ½ ઇંચ લાબા, રેશમ જેવ સુવાળા સફેદ વાળથી વેષ્ટિત હોય છે અને તેના વડે બીજ હવામા દૂર ઊડી જાય છે

**ઉપયોગિતા :**—પીળા રગનો રસ એ વૃક્ષની છાલમાંથી નીકળે છે અને તે પાણીમા મિશ્ર કરવાથી ઉત્તમ પીળો રગ બને છે બીજમાથી નીકળતુ તેલ દવાઓના ઉપયોગમા લેવાય છે પાન શાકભાજી તરીકે ખવાય છે લાકડુ સુવાળુ હોય છે અને તેની કાસકીઓ તથા લાકડા ઉપર નકશીકામ કરવા તથા સુથારકામમા ઘણુ ઉપયોગમા આવે છે

**વાવેતર અગે સૂચન :**—બીજથી વૃક્ષ થાય છે માર્ચ કે એપ્રિલ માસમા બીજારોપણ કરવુ જોઈએ

## ઇંદ્રજવ

સંસ્કૃત નામ—કુટજ.

ગુજરાતી નામ—કડો, ઇંદ્રજવ.

મરાઠી નામ—ઇંદ્રજવ, કુર્ચી, કુડા.

હિંદી નામ—કુડા, કુરૈયા.

બ્રહ્મદેશી નામ—લેટ ટૉપ ગીઈ.

પોર્તુગીઝ નામ—હર્બા મલબૅરિકા.

અંગ્રેજી નામ—ધી ઈસ્ટર ટ્રી.

બોટૅનિકલ નામ—હોલેહ્રીના ઍંટિડિસેંટરિકા.

ગણ—ઍપોસાયનેસી.

બંગાલી નામ—કુડચી.

તેલુગુ નામ—કોડિરાચટ્ટુ, કટજમુ, અંકેલુ, ચંગલકુષ્ટ.

**વિસ્તાર :**—બંગાલ, ઔધ, આસામ, મધ્ય અને દક્ષિણ હિંદુસ્તાનના વિભાગોના જંગલોમાં તથા ચિતાગાંગ ભાગોમાં આ વૃક્ષો થાય છે; પણ તે "સાલવૃક્ષ"ની જોડે ઊગે છે.

**વર્ણન :**—એ વૃક્ષ રાઈટીઆ ટિંકટોરિયાના વૃક્ષ જેવું થાય છે; જેથી ઘણી ભૂલ એ વૃક્ષ તે જ હશે એવી થાય છે; પણ બન્ને વૃક્ષોમાં તેમનાં ફળ તથા પુષ્પોથી ફરક પડે છે અને તે જોયા પછી શંકાનું નિવારણ થાય છે. એ વૃક્ષ સીધું, મજબૂત થડવાળું પણ ઘણી નળીવાળું થાય છે; અને થડમાથી ઘણા શલકો ખરી પડે છે જેને કુર્ચી કહે છે અને એ જ ઝાડની કુર્ચી દવા તરીકે વપરાય છે. ઈસ્ટરમાં એ વૃક્ષ પુષ્પિત થાય છે; અને મંદિરોમાં (ચર્ચમાં) સુશોભા વધારવા આ પુષ્પોનો ઘણો ઉપયોગ થાય છે. આ વાત જાણીતી છે જ. પુષ્પો સફેદ ગુચ્છોમાં

ઘણાં થાય છે. તેનાં વજો ઘણાં કાપેલાં હોય છે અને પાખડીઓ સફેદ પણ ભૂરા રંગની હોઈ બાજુ પર ઝૂકતી હોય છે; અને તેને થોડી સુવાસ હોય છે. પુષ્પો વિવાહ પ્રસંગોમા ઘણા વપરાય છે. પાદડા ઘણા લીલા, ચળકતાં, ઈડાકૃતિ ગોલ આકારવાળા અને ટોચે ઘણા અણીદાર હોય છે. પાદડાનો આકાર લાકડાના ફાચરા જેવો હોઈ વૃંતો પર તે આધારભૂત રહે છે. ફળ માત્ર સુવાળું હોઈ તેમા લાબા આકારવાળા બીજ લગભગ ½ ઇચ લાબા, કડવા અને ફીક્કા રંગવાળા રેશમ જેવા કેશાવગુંઠિત હોય છે. વૃક્ષના થડમાથી ઘણા લાબા મોટા મોટા છુંછા નીકળે છે; અને તે પડનર જમીનના વિભાગો પર વિસ્તૃત થાય છે. ઝાડ સાત હાથ કરતા ઊંચુ થતું નથી.

**ઉપયોગિતા** :—લાકડું સફેદ હોય છે અને તેના ઉપર જાંબુડીઆ રંગનાં ટપકા ઘણાં દેખાય છે. તે ઘણું સુવાળું હોય છે; અને શહગનપુરા વિભાગોમા તે લાકડું ચમચા, કોતર કામ માટે, કાંસકીઓ, થાળીઓ બનાવવામાં વાપરે છે. જુદી જુદી જાતનુ ફર્નીચર પણ તેમાથી બનાવાય છે. એ લાકડાના મણકા પણ બને છે; અને ઘણા લોકો આનંદથી તેને પહેરે છે. પાંદડાનો ઉપયોગ જાનવરોના ખાવામાં આવે છે. બીયાં કડવાં હોય છે; એનાં મૂળ પણ કડવાં હોય છે. મૂળનો પાક થાય છે તેને મરાઠીમા કુડેપાક કહે છે. ઝાડની છાલનો અંગરસ કાઢીને આપવાથી અતિસારનો રોગ નષ્ટ થાય છે.

## લાલસોહા-લાલલસોહા

ગુજરાતી નામ—લાલગુંદા.

મરાઠી નામ—લાલભોકર.

હિંદી નામ—લાલલસોરા, લાલભોકર.

કન્નડ નામ—ચાલીકિંદલા.

તામિલ નામ—એકીનારૂવિહલી.

તેલગુ નામ—વિરિગી.

અંગ્રેજી નામ—સ્કાર્લેટ કોર્ડિઆ અલોઈડુડ અથવા સેબેસ્ટેન.

બોટેનિકલ નામ—કોર્ડિઆ સેબેસ્ટેના-લીન.

ગણ—બોરેજીનેસી-(ગુંદાનો વર્ગ)

લીલા ચણીબોર જેવું હોય છે અને પુષ્પો વજ્રકોષથી વેષ્ટિત હોય છે; તેના અંદરના ભાગમાં ચીકણો પદાર્થ ઉત્પન્ન થાય છે. બીજ લીલા રંગના રહે છે.

**ઉપયોગિતા :**—લાકડું સુંવાળું અને છિદ્રવાળું થાય છે; પણ થોડા વખત પછી તે ખેતીનાં ઓજારો તથા હોડીઓ બનાવવાના કામમાં આવે છે. એ વૃક્ષનું લાકડું બાળવામાં પણ વપરાય છે. છાલમાંથી દોરડાં પણ બને છે; અને પાદડાં બ્રહ્મદેશમાં બીડીઓ વાળવાના કામમાં આવે છે.

**વાવેતર અંગે સૂચન :**—આ વૃક્ષો ઘણાં સુશોભિત હોવાથી તે બગીચાઓમાં શોભા માટે ઊગાડવામાં આવે છે. બીજમાંથી એ વૃક્ષ ઉત્પન્ન થાય છે; અને કલમો લગાડવાથી પણ તે ઉત્પન્ન થાય છે. ૨. વૃક્ષ ઘણું જલદી ઉગે છે. જુન–જુલાઈ માસમાં બીજ પરિપક્વ થાય છે; પણ બીજ, ફળનો રસ શુષ્ક થઈ ગયા પછી, તેમાંથી બહાર કાઢી, પછી બીજારોપણ શરૂ કરવું.

## નીલી ગુલમોહોર

ગુજરાતી નામ—નીલી ગુલમોહર–આર્

બોટેનિકલ નામ—જેકારાંડા માઈમોસિ ફોલીઆ–ડી.ડૉન.

ગણ–બિગ્નો નિએસી–( રક્તરોહિડાનો વર્ગ ).

**નામનિર્દેશ :**—જેકેરાંડા આ બ્રાઝીલ દેશનું ઝાડ છે. માઈમોસિ-ફોલીઆ એટલે પાંખવાળા પાદડાં વાળી લજામણી જેવી વનસ્પતિ.

**વિસ્તાર :**—આ બ્રાઝીલ દેશનું ઝાડ આપણા દેશમાં ઘણા ઠેકાણે થાય છે. ઘણા પુષ્પોવાળુ થાય છે આ ઝાડ પાનખરઋતુનું છે.

**વર્ણન :**—દેખાવમાં, ઘણું સારું હલકું સીધુસટ ઊગતું આ ઝાડ સાધારણ કદવાળુ છે. પુષ્પિત થતાં તે કોઈક વાર પાંદડાં વગર

રહે છે. પાદડાં તદ્દન ઝીણાં, દ્વિવિભાજિત લટકતી ડાળખીઓ પર ઘણા થાય છે; અને ઝાડને ઘણી શેભા આપે છે પુષ્પો જાંબુડા રંગનાં ૪૦ થી ૬૦ સુધી ગુચ્છોમા, અ તિમ ડાળખીઓ પર ઘણા આવે છે; બે ઇચ સુધી પણ લાબા થાય છે. માર્ચ માસમા ગરમીના દિવસોમા આ પુષ્પગુચ્છોનો રંગ ઘણો આહ્‌લાદક થાય છે. માર્ચથી મે આખર સુધી પુષ્પો આવ્યા જ કરે છે. પાચ વરસમા જ ઝાડને પુષ્પો આવે છે. ફળ શીંગ જેવું થાય છે. તે લાબી લટકતી વર્ષ આખરે થાય છે ફળ પ્રથમ લીલાર ગનુ થાય છે, પણ પરિપક્વ દશામા તે જ ફળ રતાશ પડતું બને છે બીજ શી ગની અ દર ઘણા થાય છે; પણ દરેક બીજને પાખ હોય છે ઝાડનું બીજારોપણ ગમે ત્યા થાય; કારણ પાખવાળા બીજ પવનથી ઉડી જાય છે અને લાબા વિસ્તારમા વૃક્ષોનુ બીજારોપણ અનાયાસે થાય છે.

**ઉપયોગિતા :**—છાતીના દર્દ તથા ગુમડા મટાડવા પાદડાનો ઉપયોગ થાય છે. હાથા બનાવવા તેના લાકડાનો ઘણો ઉપયોગ થાય છે.

**વાવેતર અ ગે સૂચન :**—આ ઝાડ વૃક્ષાવલિ તરીકે ઘણી શોભા આપે છે. બગીચાઓમા શોભા વૃદ્ધિ થવા અ ગે આ ઝાડ ઘણા રોપવામા આવે છે વૃક્ષની છાયા પણ આહ્‌લાદક થાય છે. બીજમાથી ઝાડ ઉત્પન્ન થાય છે; અને કલમ કરવાથી પણ ઝાડનો ઉછેર થાય છે. આ શોભાયમાન ઝાડ ઘણુ જલદી ઊગે છે. ઘણા વરસ તે ટકતુ નથી. ઘણી ભેજવાળી જમીનમા આ ઝાડ ઉત્પન્ન થતા નથી વડોદરાના કમાટીબાગમા આ ઝાડ ઘણા થયા છે.

### ઝાર ફણસ

હિંદી નામ—ઝાર ફણસ.

અંગ્રેજી નામ—સૉસેજ ટ્રી.



ઝાર ફણુસ

બોટેનિકલ નામ—કિગેલિઆ પિનાગ—ડી.સી.

ગણ—લિગ્નો નિએસી—(રધતરોહિડાનો વર્ગ)

**નામનિર્દેશ :**—કિગેલિઆ તદ્દેશીય નામ વૃક્ષને આપ્યું છે; એનો અર્થ પક્ષીની પાંખ જેવા પાનવાળું. અને થડ હવાવાલા પંજાબ પ્રદેશમાં ઘણા થાય છે.

**વિસ્તાર :**—ટ્રોપિકલ પશ્ચિમ આફ્રિકા દેશના મોઝાંબીક જિલ્લાનું એ મૂળ વૃક્ષ છે.

**વર્ણન :**—મધ્યમ થડનું એ વૃક્ષ હોય છે; અને એની ટોચ હંમેશાં લીલી રહે છે. આ ટોચ ગોલાકાર હોય છે અને પલ્લવિન પાંદડાંની ગાદી

છાયા હોય છે. પાંદડા દ્વિવિભાજિત તદ્દન લાલચોળ અને કરકરા હોય છે, અને ડાળખીઓની ટોચ ઉપર જ ઊગે છે. પુષ્પો ઘણા મોટા પ્યાલી જેવા આકારના, જાંબુડિયા ટપકાંવાળા અને ખરાબ ગંધવાળા થાય છે. તે સીધા લાંબા વૃંત ઉપર લટકતા, મીણબત્તી માફક જણાય છે. પુષ્પો એપ્રીલ–મે માસમા આવે છે ફળ ઘણા મોટાં, વજનદાર કોહોળા જેવા લાંબા અને દોરી જેવા વૃંતો પર લટકતા થાય છે; બે કે ત્રણ ફળ એક ઠેકાણે એકત્રિત થયેલા હોય છે.

ઉપયોગિતા :—ફળ કાપીને થોડો વખત બાફી લેપ કરવા ઉપયોગી છે. ખરજવા ઉપર એ વૃક્ષના પાનનો ઉપયોગ દીવેલ ચોપડી હસેકું કરીને બાધવામા આવે છે.

**વાવેતર અંગે સૂચન :**— એ વૃક્ષ સારુ પલ્લવિત રહેતુ હોવાથી અને એના પાદડા કોઈ જાનવરો ખાતા ન હોવાથી, મોટા બગીચાઓમા શોભા આપવા આ વૃક્ષો રોપવા લાયક છે. અને તેનુ રક્ષણ કરવાની જરૂર ન હોવાથી, તે બરાબર ઊગી શકે છે. બીજમાથી એ વૃક્ષ ઉત્પન્ન થાય છે. ભેજવાળી જમીન હોય યા ન હોય તો પણ એ ઊગે છે.

## સ્કાર્લેટ ફાઉટન ટ્રી

અંગ્રેજી નામ—સ્કાર્લેટ ફાઉટન ટ્રી; ફાઉટન ટ્રી.

બોટેનિકલ નામ—સ્પેથોડિઆ કૅમ્પેન્યુલેટા–બૉવ્હ

(૧) પર્યાય નામ—જેકેંગડા ઓવ્હેલીફોલીઆ–આર્. બી

(૨) પર્યાય નામ—જેકેંગડા અકયુટીફોલીઆ–હીનોલા.

ગણ—બિઞ્નો નિએસી–( રક્તરોહિડાનો વર્ગ ).

**નામનિર્દેશ :**—સ્પેથોડા એટલે લાંબા પુષ્પાવરણ્ડન અને

કૅમ્પૅન્યુલેટા એટલે પ્યાલા જેવા. ફાઉંટન ટ્રી નામ પડયું કારણ કે, પુષ્પો પ્યાલા જેવાં થાય છે અને તેમાં જલસંચય થાય છે અને એકદમ પાણીના છાંટા પડે છે.

**વિસ્તાર** :—આ વૃક્ષ મૂળ આફ્રિકાનું છે. હૈદ્રાબાદ, આંધ્રપ્રદેશ, દિલ્હી વગેરે ભાગોમાં પણ વધારે પ્રમાણમાં આ વૃક્ષો થાય છે. તે ૨૦ થી ૩૦ ફૂટ સુધી ઊંચું જાય છે.

**વર્ણન** :—આ ઝાડ નાજુક મધ્યમ કદનું, દ્વિવિભાજિત ડાળખીવાળું અને લીલાં રાતાશ પડતાં રંગવાળાં પાંદડાં ઈંડા જેવા લંબગોળ આકારવાળાં અને શિરાઓ સારી મજબૂત હોય એવા થાય છે. પુષ્પો મોટા, ગોળ અને રતાશ પડતાં હોય છે ફેબ્રુઆરીથી એપ્રીલ માસ સુધી આ વૃક્ષ પુષ્પિત રહે છે; પુષ્પો તદ્દન ઊંચી ડાળખીઓની ટોચ પર ઊગે છે, અને લાલ રંગનાં હોવાથી દૂરથી ઘણાં સારાં જણાય છે. આવૃક્ષ ઘણી ગાઢી છાયા આપે છે. ફળ બન્ને બાજુએ અણીવાળાં, નાની પાંખ અને બીજવાળા થાય છે. બીજ સફેદ, હલકાં પાંચના જોડકામાં થાય છે. ફળ ફૂટે ત્યારે બીજ બહાર પવનવેગથી હવામાં ઊડી જઈ જે ઠેકાણે પડે છે તે ઠેકાણે ઊગી નીકળે છે; જેથી આ વૃક્ષ સર્વત્ર ફેલાતા વાર લાગતી નથી.

**ઉપયોગિતા** :—આ વૃક્ષ પુષ્પિત થયા પછી ઘણું સુંદર લાગે છે. લીલા રંગનાં પાદડાં ઘણી શોભા આપે છે; તેથી આ વૃક્ષો વૃક્ષાવલિ તરીકે ઉપયોગી છે. દેવાલયોનાં કંપાઉન્ડમાં પણ શોભા વૃદ્ધિ માટે લોકો રોપે છે. આફ્રિકન લોક એના ફળનો ઉકાળો પીએ છે.

**વાવેતર અંગે સૂચન** :—આ વૃક્ષો બીજથી ઉત્પન્ન થાય છે. ડાળીઆની કલમ કરી, રોપવાથી તે ઊગી નીકળે છે. જમીન ગાત્ર ભેજવાળી નહિ જોઈએ. ૪૦૦૦ ફીટ ઉપર પણ આ વૃક્ષો ઊગી શકે છે.

૨૦ થી ૪૦ ઈંચ સુધી વરસાદ જે જમીનમાં પડે ત્યાં આ વૃક્ષો સારી રીતે ઊગે છે. લાકડું હલકું હોવાથી ઝંઝાવાતમા આ વૃક્ષો પડી જઈ તેનો નાશ થાય છે. કમાટી બાગમાં અને ઈતિરત્ર એનો ઘણો વિસ્તાર થયો છે. બગીચાઓમા તથા ઘરના કંપાઉન્ડમા આ વૃક્ષો રોપવા જેવા છે.

## આકાશ નીમ

ગુજરાતી નામ—આકાશ નીમ, નીમ ચમેલી; બુચનું ઝાડ

મરાઠી નામ—આકાશ નિંબ

અંગ્રેજી નામ—કૉર્ક ટ્રી

બોટેનિકલ નામ—મિલીંગટોનિયા હૉરટેન્સીસ્-એલ્

ગણ—બિઝ્નો નિએસી-( રક્ત રોહિકાનો વર્ગ )

**નામનિર્દેશ :**—ઇગ્લીશ વનસ્પતિ શાસ્ત્રી મિલીંગટનના નામે અઢારમા સૈકામા મિલીંગટોનિઆ આ નામ પાડવામાં આવ્યું છે. હોરેટેન્સી એટલે બગીચા સંબધી.

**વિસ્તાર :**—લખનૌ શહેરમાં આ વૃક્ષો ઘણાં જણાય છે.

**વર્ણન :**—આ ઝાડ ઊંચું, સીધુ કાયમના માટે લીલું રહે છે. ૬૦ થી ૬૫ ફૂટ ઊંચું જાય છે. પાંદડાં મોટા, લાંબાં દ્વિવિભાજિત હોય છે. અને પત્તી ૧ થી ૩ ઇંચ સુધી લાંબી, દાંતાળી, ગાઢા લીલા રંગથી ચળકતી લટકતી, ઝાડને ઘણી શોભા આપે છે. જાન્યુઆરીથી માર્ચ સુધી ઘણાં નૂતન પલ્લવ ઊગે છે. અને તે વખતે ઝાડ ઘણું પ્રફુલ્લિત જણાય છે. પુષ્પો ઘણાં સુંદર, સફેદ, સુગંધિત, લાંબાં અને ગુચ્છોમાં લટકતાં રહે છે. નવેમ્બર-ડિસેંબર તથા ફરીથી એપ્રાલ થી જુન સુધી ઘણાં પુષ્પો આવે છે. ફૂલપાંખડીઓ ઘણી નાજુક હોવાથી પવનથી તે નીચે ખરી જાય છે, અને ઝાડની તળે ઘણી વિખરાયેલી જણાય છે. ફળ



આકાશ નીમ

લાંબી શીંગ થાય છે અને તે તદ્દન હલકી, પાતળી, ચપટી અને બન્ને બાજુએ રોચવાળી થાય છે. પરિપકવ દશામાં તે ફાટી જાય છે. આપણા દેશમાં તેનાં ફળ ઘણાં ઓછા આવે છે. બીજ બધાં પાંખવાળાં હોવાથી પવનના ઝપાટાથી તે ઘણે લાંબે સુધી ઊડી જાય છે.

**ઉપયોગિતા :**—લાકડું હલકું હોવાથી નકશીકામ કરવા માટે

તથા ફરનીચર બનાવવામાં ઉપયોગી છે. છાલમાંથી હલકા જાતના બુચો બનાવવામાં આવે છે. છાલ આખી ઘણી લાંબી નીકળે છે. છાલમાથી કડવો દ્રાવ તથા ટેનિન નીકળે છે.

**વાવેતર અંગે સૂચન :**—આ ઝાડ હિંદુસ્તાનમાં સુશોભિત વૃક્ષ તરીકે ગણવામાં આવે છે. બગીચાઓમા શોભા અને માટે રાજમાર્ગમાં વૃક્ષાવલિ તરીકે આ વૃક્ષો રોપવા નહી. વડોદરાના શ્રી રામરાજેન્દ્ર રોડ પર આ વૃક્ષો ઘણા લગાડવામા આવ્યાં હતાં. મૂળીઆની કલમ રોપવાથી પણ ઝાડ ઊગે છે. કારણ બીજ ઘણા અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. વાવેતર થયા પછી, ઝાડ મોટૂ થવા લાગ્યા બાદ તે ઝાડનુ બીજા ઠેકાણે ફરીથી વાવેતર કરવુ જોઈએ. ઝાડ ઘણુ જલદી ઊગે છે. સૂકી ભૂમિમાં તે ઊગતું નથી.

## સેવણ

ગુજરાતી નામ—સેવણ.

મરાઠી નામ—શેવણ.

હિંદી નામ—ગમાર, ગોમરી, ગુમ્હાર.

અંગ્રેજી નામ—કંદાહાર ટ્રી, કુંભટીક, કાસ્મીર ટ્રી.

બોટેનિકલ નામ—મલાયના આરબોરિઆ-લીન્.

ગણ—વર્બિનેસી ( સાગ અને નગોડનો વર્ગ ).

**વિસ્તાર :**—સમશીતોષણ કટિબંધવાળા હિંદુસ્તાનના વિભાગોમાં —આસામ, સિલોન, બ્રહ્મદેશમાં-મોટા વિસ્તારમાં આ વૃક્ષો ઉત્પન્ન થાય છે; અને ૫૦૦૦ ફૂટ ઊંચા પર્વતશાજિ ઉપર પાનખર ઋતુમાં ખરી જતા પાનનાં વૃક્ષો પ્રમાણે ઉત્પન્ન થાય છે. આસામ, ચિતાગાંગમાં તે ઘણાં થાય છે.

**વર્ણન :**—પાનખર ઋતુમાં પાનખરી જનારાં વૃક્ષમાંનું આ એક વૃક્ષ છે. એ વૃક્ષ ઘણું ઊંચું થતું નથી. છાલ ફીકા પીળારંગવાળી હોઈ જરાક સફેદ જણાય છે. થડ તદ્દન સીધું ઊગે છે. એ વૃક્ષ ઘણું આકર્ષક થાય છે. પાંદડાં એકની સામે એક ઊગે છે. ઉપરનો તેનો ભાગ કેશરહિત અને નીચલો ભાગ કેશયુક્ત રહે છે. પાન ૩ થી ૬ ઇંચ સુધી લાંબાં અને ૨ થી ૩ ઇંચ સુધી પહોળા હોઈ, ટોચે કેશયુક્ત રહે છે અને ટોચ પર પીળા રંગનાં પુષ્પો ઊગે છે. પુષ્પવજ્રો પીળા રંગનાં અને કેશયુક્ત હોય છે. પાંખડીઓ ચોકલેટ રંગની પણ પીળાશ પડતી પાંચ ખાંચા-વાળી પણ બે ઉઘાડી પાંખડીઓ લગભગ ૧½ ઇંચ લાંબી હોય છે. તે ફેબ્રુઆરીથી એપ્રિલ સુધી આવે છે. ફળ આછિફળ પીળાશ પડતું (પરિપક્વ થાય ત્યારે) લંબગોળ થાય છે. ફળની અંદરનો રસ ઘણો સુગંધિત હોય છે.

**ઉપયોગિતા :**—એ વૃક્ષનું લાકડું ઉત્તમ ચળકતું થાય છે. તે ઘણું હલકું, પીળાશ પડતા ચોકલેટ તથા સફેદ રંગનું થાય છે; પણ એ લાકડું ઘણાં વર્ષો ટકે છે; અને ઈમારતી લાકડા તરીકે પ્રસિદ્ધ છે. એના ઉપર સફાઈદાર રીતે પૉલીશ થાય છે. ખેતીનાં ઓજારો બનાવવા, ગાડાનાં પૈડાં તથા આડા લાકડાં વગેરે બનાવવા ઘણું ઉપયોગમાં આવે છે; તેમ જ નકશીકામ કરવાનાં પેટીઓનાં ખોખાં વગેરે માટે પણ ઘણું વપરાય છે. આસામ અને ચિતાગોંગ વગેરે પ્રદેશોમાં હોડકાં તથા નરચાં વગેરે બનાવવામાં એ વૃક્ષનું લાકડું ઘણું વપરાય છે. છાલ થડમાંથી સહેલાઈથી ઉખડી જાય છે. લાકડાની ચાખોડી અને વૃક્ષનાં ફળો રંગ બનાવવામાં ઉપયોગ આવે છે. જાનવરો પાદડાં ઘણાં ખાય છે. ઇતર જંગલી લોકો પણ ફળો વધારે ખાય છે. છાલ, મૂળીઆં અને ફળ દવામા ઘણા ઉપયોગી છે. રેશમના કીડા તેનાં પાંદડાં ખાઈને જીવે છે. લાકડું ઘણાં વરસો સુધી ટકે છે; તે ફાટી જતું નથી કે સંકુચિત થતું નથી.

" **વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી વૃક્ષ થાય છે. મોટા બગીચાઓમાં એ વૃક્ષ શોભા માટે ખાસ રોપવા જોઈએ.

### સાગ

ગુજરાતી નામ—સાગ.

મરાઠી નામ—સાગ

હિંદી નામ—સાગ વન.

તેલગુ નામ—તેકુ.

બંગાલી નામ—શેગુન.

અંગ્રેજી નામ—ઈંડિયન ટીક.

બોટેનિકલ નામ—ટીકટોના ગ્રૅંડિસ્-એલ્.

ગણ—વ્હર્બિનેશી ( સાગ અને નગોડનો વર્ગ ).

**નામનિર્દેશ :**—ટીકટોના મલબારમાં રેખા નામનો શબ્દ છે તે ઉપરથી આ નામ પડયું છે. ગ્રૅંડિસ્નો અર્થ અત્યંત ઉપયોગી અને સુંદરતા એવો છે.

**વિસ્તાર :**—પાનખર ઋતુમાં આ વૃક્ષનાં પાંદડાં ખરી જાય છે. વૃક્ષ ઘણુ ઊંચું થાય છે અને થડ સુંવાળું કેશવેષ્ઠિત થાય છે. આ ઝાડના પાંદડાં ખરી જાય છે. તે હિંદુસ્તાનના ઉત્તર તથા દક્ષિણ બન્ને દ્વિપકલ્પોમાં થાય છે. દક્ષિણ દીપકલ્પના પશ્ચિમ ભાગમાં તે ઉત્તરમાં મહી નદી સુધી એ વૃક્ષ જોવામાં આવે છે. મલબાર, કાનડા વૈનાડ મ્હેસુર, ત્રાવણકોર વગેરે પ્રદેશોમાં ઘણી મોટી સંખ્યામાં તે થાય છે. મધ્ય હિંદુસ્તાનમાં પણ એ સારા પ્રમાણમાં ઊગે છે; ઉત્તર હિંદમાં ઝાંસી અને પૂર્વમાં મહા નદીની ખીણોમાં છેક ઓરિસા સુધી જોવામાં

આવે છે. બ્રહ્મદેશનાં જંગલોમાં ઘણાં જ થાય છે; પણ મલબાર, વૈનાડ ઉત્તર કાનડા વગેરે તથા ગોદાવરીના પ્રદેશોમાં આવેલા "આહિરી"ના જંગલમાં તથા ખાનદેશમાં "ડાંગ"ના પ્રદેશોમાં સાગ સાગ થાય છે. સાગની પડેલી ડાળખીઓમાંથી અથવા મૂળમાંથી ઊગી નીકળેલા પીલા સંખ્યાબંધ જોવામાં આવે છે; પીલા ફૂટી નીકળવાથી સાગની પુનરુત્પત્તિ ઘણી જોરદાર થાય છે. આવા ફાંટા ઘણી વખતે વધી જઈ કદમાં ઘણા મોટા થાય છે; અને તેમાંથી પણ ઉપયોગી કાષ્ઠ મેળવી શકાય છે. ૭૨′ થી ૮૧′ અંશવાળી સરાસરી ઉષ્ણતામાનવાળી ૫૦ થી ૧૨૦ ઈંચ સુધી વરસાદ પડે એવી જગા એને ઘણી અનુકૂળ પડે છે. ૨૫૦૦ થી ૪૦૦૦ ફીટ જેટલી ઊંચાઈવાળી જગ્યાએ પણ તે ઊગી શકે છે. એકલા સાગનું જંગલ કુદરતમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

**વર્ણન :**—પાંદડાં મોટીમોટી ડાળખીઓ ઉપર એક એકના સામે, ગોલ ઈંડાનાં આકારવાળાં ૧૨ થી ૧૪ ઈંચ લાંબાં અને ૬ થી ૧૨ ઈંચ પહોળાં થાય છે; પણ તે સુંવાળાં ઘણાં રેષાયુક્ત ઘટ્ટ લીલા રંગવાળાં હોય છે. રેષાઓ ૮ થી ૧૦ ઈંચ લાંબા પણ જોડમાં ફેલાયેલા જણાય છે. સફેદ રંગનાં પુષ્પો નાના વૃંતવાળાં સીધા ૧ થી ૩ ફૂટ સુધી ઊંચા ઠુંટા ઉપર ઊગે છે. પુષ્પવજ્ર ઘણાં ઝીણા, કેશાવગુંઠીત થાય છે. ફળ ગોળ આકારનું, મૃદુ અને તેનું બીજાવરણ કઠણ હોય છે.

**ઉપયોગિતા :**—લાકડું હોડકાં તૈયાર કરવા માટે ઘણું કિંમતી હોય છે. તે કઠણ મજબૂત, ટકાઉ ઉચ્ચ પ્રકારનું હોઈ, ઈમારતો બનાવવા, જુદી જુદી જાતનું ફર્નિચર બનાવવાના કામમાં આવે છે. તેના ઉપર રંગ સારો ટકે છે; તેમ જ પોલીશ પણ ઘણી સારી થાય છે. સાગનું લાકડું ઘણું ટકે છે તેનું કારણ તેનાં છિદ્રોમાં ભરાઈ રહેલા રાળ જેવા દ્રવ્યને લીધે છે; અને એ રાળદ્રવ્યને લીધે એ લાકડા પર પાણીની અસર થતી નથી. લોઢા પર કાટ ચડતો નથી અને લોઢાની

એના પર કશી અસર થતી નથી. પુલ બાંધવાના કામમાં તેનું લાકડું પ્રસિદ્ધ છે. કબાટ, પેટી, પાટલા, ટેબલ, ખુરશી વગેરે બનાવવામાં તે ઘણું ઉપયોગી છે. બીજમાંથી ચરબી જેવું પણ વાસરહિત એક જાતનું તેલ નીકળે છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી એ વૃક્ષ થાય છે. બગીચાઓમા કેવળ શોભા આપતું એ ગણાય છે. ધીરે ધીરે ઊગતાં સાગવૃક્ષો ટકાઊ વધારે હોય છે.

### નગોડ

સંસ્કૃત નામ—સિંદુવાર, નિર્ગુંડી.

ગુજરાતી નામ—નગોડ

મરાઠી નામ—નિર્ગુંડી, ઇંદ્રાણી, લીંગૂર.

હિંદી નામ—સમ્હાલુ, મેઉડી.

બંગાલી નામ—નિશિંદા

તેલગુ નામ—તોસા, તેસવ.

અંગ્રેજી નામ—ફાઈલિવ્હડ એસ. ટ્રી.

મલાઈ નામ—ઇંદ્રાણી, બેન્નોચી.

બોટેનિકલ નામ—વ્હાઈટેકસ્ નિગુંડો બીન્.

પર્યાય નામ—વ્હાઇટેકસ્ બાયકલર-ડાલ્.

ગણ—વ્હર્બીનેસી-( સાગ અને નગોડનો વર્ગ ).

**વિસ્તાર :**—કોંકણ પ્રાંતમાં સહ્યાદ્રિના ઘાટમાં આ વૃક્ષો ઘણાં થાય છે. આ વૃક્ષો સર્વત્ર પ્રસિદ્ધ છે.

**વર્ણન :**—પતનશીલ પાંદડાંવાળું આ નાનું વૃક્ષ થાય છે. આનાં પાંદડાં દ્વિવિભાજિત અને ફીક્કાં થાય છે. પાદડાં ૩ થી ૫ ઇંચના ત્રિશૂળ આકારનાં હોય છે. ત્રિપર્ણી કે પંચપર્ણી પાંદડા ઘણાં નાના, તેનાથી ભૂરા જાંબુડા રંગના હોય છે. સફેદ રંગના પુષ્પો સુગંધિત હોય છે. ફળ કાળા વટાણાની માફક નાના થાય છે. એ વૃક્ષ ૨૦ થી ૩૦ ફૂટ સુધી ઊંચું થાય છે. નગોડના બીજને કેટલાક વૈદ્ય રેણુકબીજ કહે છે.

**ઉપયોગિતા :**—પાંદડા દવાના ઉપયોગમા આવે છે., તે જંતુનાશક છે. લાકડું ઘર બાંધવાના કામમા અને બળતણ તરીકે પણ વપરાય છે. વૃક્ષની ગબોડી રંગવાના કામમા વપરાય છે. માથાના દુખાવામાં પાંદડા ઉપયોગમા આવે છે. પુસ્તક અથવા લુગડામા પાદડાં રાખવાથી તેમા જીવાત પડતી નથી. નગોડ ઉત્તમ વેદના, વાત અને સોજા હરનાર છે.

**વાવેતર અંગે સૂચન :**—આ વૃક્ષો ઘણાં પવિત્ર માનવામાં આવે છે. બીલીના પાદડા શ્રી ભગવાન મહાદેવને ચઢાવવા ન મળે તો એ વૃક્ષના પાંદડા ચઢાવવામાં આવે છે. કપડાં સારાં રહે માટે આ વૃક્ષોના જંતુનાશક પાદડાંઓ કબાટમા કપડાની ઘડીઓમાં મૂકી રાખવામા આવે છે. વૃક્ષની શોભા બગીચાઓમાં ઘણી વધારે જણાય છે. તેના ઘણાં ઉપયોગ હોવાથી, એ વૃક્ષ કંપાઉન્ડમાં ઉછેરવા હરકત નથી.

**ચંદન**

ગુજરાતી નામ—ચંદન, સુખડ.

મરાઠી નામ—ચંદન.

હિંદી નામ—ચંદન.

સંસ્કૃત નામ—ચંદન.

તેલગૂ નામ—ચંદનમુ.

તામીલ નામ—ચંદન માર.

મલ્યાલી નામ—ચંદનમાર.

અંગ્રેજી નામ—સેંડલવુડ.

બોટેનિકલ નામ—સેંટેલમ્ આલ્બમ્—લીન.

ગણ—સેંટેલેસી— ( ચંદનનો વર્ગ ).

**વિસ્તાર :**—આ વૃક્ષો મલબાર પ્રાંતમા વિશેષ કરીને થાય છે. તે ઘણુંખરાં વિભાગોમા ઊગે છે. નાસિકથી ઠેઠ આખા મુબાઈ ઈલાકામાં આ વૃક્ષો થાય છે.

**વર્ણન :**—ચંદનની ત્રણ જાતો છે : (૧) ધોળું ચંદન, (૨) પીત ચંદન, (૩) બર્બર ચંદન ( ધોળા અને રાતા વર્ણનું ) ચંદન બારે માસ લીલું રહે છે. સુખડના વૃક્ષો નાના કદનાં, કેશવિરહિત હોઈ, શાખાઓ લટકતી રહે એવી થાય છે. પાંદડાં કડવાં, નાનાં અને સુંવાળા હોય છે. જાંબુડીઆ રંગનાં પુષ્પો સુગંધિત હોતાં નથી. ફળ નાનાં હોઈ જાંબુડીઆ કાળા રંગવાળાં હોય છે. માર્ચ અને ઓગસ્ટમાં પુષ્પો આવે છે.

**ઉપયોગિતા :**—ચંદનના લાકડાનો ઉપયોગ પેટીઓ, કરંડિયા, પંખા વગેરે અનેક વસ્તુઓ બનાવવામાં થાય છે. ચંદનનુ જે તેલ કાઢે છે તેને ચંદનનું અત્તર કહે છે. એ ઘણું સુવાસિક હોય છે. અતિ સુગંધિત અને શીતલ હોય તે ઉત્તમ ચંદન જાણવું. પીત ચંદન—મલબાર ચંદનનો નાના પ્રકારના રોગો ઉપર વૈદ્ય લોકો એનો ઉપયોગ કરે છે. ચંદન વૃક્ષનો આંતર ભાગ પીળાશ પડતું અને ઘણું સુગંધિત હોય છે. તેનાં મૂળ અને લાકડાં આ બેમાંથી ચંદન તેલ નીકળે છે.

**વાવેતર અંગે સૂચન :**—ગુજરાત, મુંબાઈ ઈલાકાના બગીચા-

ઓમાં શોભાના વૃક્ષો તરીકે પણ મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે: મંદિરોના કંપાઉન્ડમાં પણ ઉગાડવામાં પણ આવે છે.

## પુત્રજીવી

ગુજરાતી નામ—પુત્રજીવી

મરાઠી નામ—પુત્રંજીવી

હિંદી નામ—જીવપુત્રક

સંસ્કૃત નામ—પુત્રજીવી

બોટેનિકલ નામ—પુત્રંજીવા રોકસબર્ગાય વાલ.

ગણુ—યુફોરબીએસી–( થોર અને દિવેલીનો વર્ગ ).

**નામનિર્દેશ :**—પુત્રજીવી આ નામ સંસ્કૃત શબ્દમાંથી નીકળ્યું છે.

**વિસ્તાર :**—નાસિક, કોકણ, ખંડાળા, બેલગાંવ, કાનડા વગરે ભાગોમાં આ વૃક્ષો ઘણાં ઊગે છે. સિલોનમાં પણ તેઓ ઘણાં થાય છે.

**વર્ણન :**—બધી ઋતુઓમાં લીલા રહેતાં આ વૃક્ષો ૩૦ થી ૪૦ ફૂટ ઊંચાં થાય છે. તે ઘણુ સુંદર હોઈ, શાખાઓ તદ્દન લટકતી, લાંબી દ્વિવિભાજિત થાય છે. પાંદડાં સુંવાળાં, ઇંડાકૃતિ અને રોચ વગરનાં હોય છે. પુષ્પો ગુચ્છામાં ઘણાં ઉત્પન્ન થાય છે; પણ નાનાં હોય છે. ફળ ગોળાકાર, દાંડીવાળું, સફેદ રંગનું, ફૈ થી ફૈ ઇંચ લાંબુ, કઠણ હોય છે.

**ઉપયોગિતા :**—ફળનો ઉપયોગ નાના બાળકોના ગળામાં માળા તરીકે પહેરાવવામાં થાય છે; જેથી બાળકો તંદુરસ્ત રહી, આયુષ્યમાન થાય છે એવી માન્યતા પ્રચલિત છે. લાકડું ફર્નિચર બનાવવામાં ઘણું ઉપયોગી છે.

**વાવેતર અંગે સૂચનઃ**—બીજથી વૃક્ષરોપણ થાય છે. બગીચાઓમાં છાયા માટે એ વૃક્ષ ઘણું સારું હોય છે.

## આમળા

ગુજરાતી નામ—આમળા

મરાઠી નામ—આવળા

હિંદી નામ—આમલા, આમગ

સંસ્કૃત નામ—આમલક

કનડ નામ—ન નીમાગ

તામીલ નામ—ને નીમાગ

તેનગુ નામ—કસગકાય

અંગ્રેજી નામ—ઇંડીયન ગુજબેરી, મલાકમ ટ્રી. એમ્બ્લીક માયરો બેલેન

બોટેનિકલ નામ—ફાઇલેન્થસ્ એમ્બ્લીકા-લીન્

ગણુ—યુફેરબીએસી—(થોર અને દિવેલીને વર્ગ)

**નામનિર્દેશ :**—ફાઇલેન્થસ્ આ બે ગ્રીક શબ્દોને થયેલો છે ફાઇલોન્સ્ એટલે પાદડુ, અને એન્થેસ્ એટલે ફૂલ આ નામ પડવાનુ કારણ તેના ફૂલો બધા પાદડા ઉપર થાય છે એમ્બ્લીકા અથવા એનુ ફળ અર્વાચીન વૈદ્યો પર્શિયન શબ્દ આમલાહ તથા એરેબિક શબ્દ આબાલજ ઉપરથી પાડવામા આવ્યુ છે

**વિસ્તાર :**—ભારતમા ઘણે ઠેકાણે આ વૃક્ષો થાય છે આમળાનુ ઝાડ ૧૫થી ૨૦ ફૂટ ઊંચુ થાય છે ગુજરાતમા પાવાગઢના જંગલમા તેમ જ કાઠીઆવાડમા ગિરનાર, ગિર અને બરડામા થાય છે ડુંગરાળ જમીનની તળેટીમા પણ થાય છે બનારસ, હરદ્વાર તરફ ખૂબ મોટા આમળા થાય છે હિંદુસ્તાનમા ઘણાખરા ભાગોમા રેતાળ જગ્યા ન



આમળા ,

ફાઈલૅન્થસ્ એમ્બ્લીકા પેરનો વર્ગ

હોય ત્યાં થાય છે. બ્રહ્મદેશમાં તે ઘણા થાય છે. બનારસમાં એના સંસ્કરણ ઉપરથી ઉછેરેલાં ઝાડ ઘણાં મોટાં ફળ આપે છે. આ ઝાડ ઘણું સુંદર, મધ્યમ કદનું પર્ણપાતી વૃક્ષ પૈકીનું છે. રાતારંગની છાલવાળું અને વિચિત્ર રંગના દંડાવાળું થાય છે.

**વર્ણન :**—વિશિષ્ટતા એ છે કે પાંદડાં સાથે દાંડીઓ પણ ખરી પડે છે. કોઈક વાર ફૂલો તદ્દન ઝીણાં, ગુચ્છાવળા પાંદડાંના અક્ષમાં થાય છે. તેને માર્ચથી મે સુધી ફૂલો આવે છે. નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ફળ પરિપક્વ થાય છે. તે પીળા લીલા રંગના પોચા વીટામિન સીથી પૂર્ણ થાય છે. આમળાં ખાટાં, તુરાં, મધૂર શીતલ અને હલકાં થાય છે. આમળા સાધારણ મોટી સોપારી જેવાં હોય છે.

**ઉપયોગિતા :**—ફળનું પ્રાધાન્ય ઔષિધિમાં ઘણું છે. ફળ, પાન તથા છાલ " ટેનિન " કાઢવામાં ઉપયોગી છે, કે જેથી રંગ તૈયાર કરી શકાય. ફળનું અથાણું સારુ થાય છે. કાચાં અને તાજાં ફળ ખાવાના કામમાં આવે છે. તે અત્યંત રુચિકર, અને ગુણકારી હોય છે. ફળનો ઉકાળો કાળાશ પડતો થાય છે; પણ તે એકલો ભાગ્યે જ વાપરવમાં આવે છે; પણ રંગની અસરકારકતા વધારવા માટે વપરાય છે. કેશ સાફ અને સંવર્ધન કરવા ફળનો ઉપયોગ થાય છે. આમળાના લાકડામાંથી ધોળો કાથો નીકળે છે; અને આમળા શક્તિવર્ધક હોવાથી તેમાંથી ચ્યવનપ્રાશાવલેહ નામની દવા બનાવાય છે. આમળાનો મુરબ્બો વૈદ્યકીય દ્રષ્ટિએ આંખોનું તેજ વધારવામાં ઉપયોગી છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજથી વૃક્ષારોપણ થાય છે. ફળ પરિપક્વ થયા બાદ તડકામાં સુકાવી, બીજ બહાર આવ્યા પછી, માર્ચ માસમાં તેમને લગાડવામાં આવે છે; પાણી હંમેશાં આપવાથી તે જલદી ઊગી નીકળી શકે છે. તે ઘણાં વર્ષો પછી મોટા ઝાડના રૂપમાં થાય છે.

## વાવળી

ગુજરાતી નામ—વાવળી.

મરાઠી નામ—ચાવલી

બોટૅનિકલ નામ—હાલોપ્ટેલિઆ ઇંટગ્રીફોલિઆ—પ્લૅંચ્

ગણ—અર્ટિકેસી-( વડ અને પીપલનો વર્ગ )

**વિસ્તાર :**—અજમેર, કોકણ, બિહાર, મુબાઈ, બ્રહ્મદેશ, દખ્ખણ પુના, ખાનદેશ, બેલગામ વગેરે ભાગોમા ઘણા થાય છે. એ વૃક્ષ, મૂળ સિલોન અને કોચીનચાયનામા થાય છે.

**વર્ણન :**—પાનખર ઋતુમા એ વૃક્ષના પાદડાં ખરી જાય છે. વાવળીનુ ઝાડ મોટુ વિસ્તીર્ણ ૫૦ થી ૬૦ ફૂટ ઊંચુ થાય છે તેના પાદડા લાબા હોય છે. પુષ્પો ઝીણા હોય છે. છાલ ગમોડીના રંગ જેવી હોય છે. ફળ તદ્દન ચપટા અને એક બીજવાળા હોય છે. બીજ ચારોળીની માફક ખવાય છે પુષ્પો ફેબ્રુઆરી-માર્ચમા આવે છે

**ઉપયોગિતા :**—પાદડાની વાસ ઘણી સારી હોય છે. લાકડું એતરના લાકડા જેવુ મજબૂત હોય છે. ઇમારતના કામમા ઘણુ ઉપયોગી છે. છાલનો લેપ શરીર ઉપર કરવાથી, ચિનકનાઝાડના છાલના લેપની પેઠે બળતર થાય છે. ગુમડા, વાયથી ઉત્પન્ન થતી શરીર ઉપરની ગાઠો સારી થવા પાદડાનો ઉપયોગ કરે છે. બગીચાઓમા તથા રાજમાર્ગ ઉપર વૃક્ષાવલી કરવ મા આ વૃક્ષો ઉપયોગ છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજથી વૃક્ષરોપણુ થાય છે. તદ્દન મોટુ વૃક્ષ હોવાથી તેનું રોપણ, છાયડો મળવા માટે કરવું જોઈએ.

[ વડ ]

ગુજરાતી નામ—વડ

મરાઠી નામ—વડ વૃક્ષ, વડ.

હિંદી નામ—વડ.

સંસ્કૃત નામ—વટવૃક્ષ.

અંગ્રેજી નામ—બનીયન ટ્રી, અથવા બર.

બોટેનિકલ નામ—ફાયકસ્ બેંગાલેન્સીસ-એલ્.

ગણ—અર્ટીકેસી-( વડ અને પીપલનો વર્ગ ).

**નામનિર્દેશ :**—ફાયકસ્ આ લૅટીન શબ્દ અંજીર માટે વપરાય છે. બેંગાલેન્સીસ્ એટલે બંગાલ દેશ અંગે.

**વર્ણન :**—એ વૃક્ષ ઘણું ફેલાવાવાળું છે. પાનખર ઋતુમા એનાં પાદડા ખરી જાય છે. લગભગ ૧૦૦ ફૂટ ઊંચા આ વૃક્ષોને ઘણી લાંબી ડાળખીઓ થાય છે અને લાંબી મૂળીઓ ઘણા વિસ્તૃત્ પ્રમાણમા જમીન પર લટકતી હોય છે; અને એમાંથી જ આગળ પર જુદાં જુદાં સ્વતંત્ર વૃક્ષો પ્રસત થાય છે. અને આ જ મૂળ, જમીનમા ઊંડાણમા ઊતરી ત્યા જ ચોંટી જાય છે અને નૂતન વૃક્ષો નિર્માણ કરે છે. આ વૃક્ષો કબીર વડ નામનું પ્રસિદ્ધ વૃક્ષ છે તેમાં, તેમ જ કલકત્તાના ઇન્ડિયન બોટેનિકલ ગાર્ડન્સમાં પણ અતિવિસ્તીર્ણ વડ વૃક્ષમા જણાય છે જ અને પથરાતી ડાળીઓના તળેના ભાગથી વડવાઈઓ ફૂટી, નીચેની બાજુ તરફ લટકે છે અને તે પછી એકે સ્વતંત્ર વડ થાય છે. આ દશ્ય ઘણુ જોવા જેવું છે. અને આ પ્રમાણે વૃક્ષની વૃદ્ધિ હોવાથી ઘણું વર્ષ પછી મોટાં વડ વૃક્ષો થાય છે. વડની વડવાઈનું દાતણ કરી તે ફેંકી દીધેલી તેમાંથી એ વડ નીકળ્યો છે. અને તેની છાયા નીચે એકી વખતે પ્રાચથી સાત હજાર માણસો ફરી હરી શકે એમ છે. આ સિવાય આકૃતી, પ્રાણમાં

એક મોટો વડ છે. તેની નીચે વીસ હજાર આદમી ઊભા રહી શકે એવા એ વડને ૩૪૦ મુખ્ય થડ તથા આશરે ૩૦૦૦ નાનાં થડ અને અસંખ્ય ડાળખીઓ છે. ૪૨ ફૂટ ઘેરાવાળું તે વડની છાયા ૮૫૩ ફૂટ ઘેરાવાની છે, એ વડ આશરે ૧૭૮૨ની સાલમા ઉગેલો છે. ભીંતની ફાટમા અથવા અગાશીમાં પક્ષીની હગારમાંથી વડનું બીજ પડે છે અને ત્યાં ઊગવા માડે છે. એની વૃદ્ધિ દરમિયાન એના મૂળ મકાનની ભીંત ફાટી જઈ તેની અંદર માર્ગ કરે છે. આખરે બધી ઈમારત એના મૂળના દબાણુથી તૂટી જાય છે. એવા ઝાડની પાસે આવેલા કૂવા, ટાંકાનાં તળીઆ વગેરેમાં પણ પેસી જાય છે અને એમના નળીઆ તોડી નાખે છે. વડની ગાઢી છાયા તેમ જ એના લાલ ટેટાથી લલચાઈ હજારો જાતના પક્ષીઓ એમાં પોતાના માળા બાંધે છે. આ પક્ષીઓનાં માળામાંના ઇડાં ખાવાની લાલચે સાપ આ ઝાડમાં ઘણી વાર ફરતા રહે છે. અને વડવાઈઓમા વીંટાઈ જાય છે. પાંદડાં ૪ થી ૮ ઇંચ સુધી લાંબાં અને ૨ થી ૫ ઇંચ સુધી પહોળાં થાય છે. પુષ્પો ઘણા ઝીણા અંજીરની માફક ફળમાં હોય છે. તેના ફળને ટેટા કહે છે

**ઉપયોગિતા :**—થડમાથી સફેદ દૂધ જેવો રસ નીકળે છે. તેમાથી હલકા પ્રકારનું રબર બનાવાય છે. આ જ રસ થોડી વારમાં ગુંદરની માફક જામી જાય છે. શરીર ઉપરના ઘાઓ સારા કરવા આ રસનો ઘણો ઉપયોગ થાય છે. પાદડાંને તેલ ચોપડી ગરમ કરીને પોટીસ તરીકે વપરાય છે. ફળ ખાવામાં ઘણાં લે છે. લાકડું હલકું હોવાથી ઘણી વાર કૂવા ઉપરના રહેંટ બનાવવામાં ઉપયોગી છે. હિંદુ લોકો એ વૃક્ષ પવિત્ર માની, પૂજા કરે છે. છાલમાંથી રેષાઓનાં મજબૂત દોરડાં પણ બનાવે છે. સુજી ગયેલા પગ ઉપર આ વૃક્ષના રસનો ઉપયોગ ઘણા વૈદ્યો કરે છે. બીજ ઠંડા અને પુષ્ટિદાયક હોય છે. છાલના રેષાઓમાંથી કાગળ બને છે. પત્રાળાં બનાવવા પાંદડાનો ઘણો ઉપયોગ થાય છે. યજ્ઞ

કરતી વખતે એ વૃક્ષની સૂકી ડાળીઓનાં પવિત્ર સમિધા કરી, યજ્ઞમાં આહુતિ તરીકે ઘણો ઉપયોગ કરે છે. "વડ" વૃક્ષ સ્વાસ્થ્ય, શાંતિ ઉત્કર્ષના નિદર્શક તરીકે ગણાય છે.

**વાવેતર અંગે સૂચન :**—બીજમાંથી વૃક્ષ થાય છે; પણ આશ્રય વિના તે ઉગતા નથી. કલમો કરી વૃક્ષારોપણ થાય છે. બીજ પરિપકવ થયા પછી બહાર કુંડામા સારી માટી નાખી, તેમ જ ઈંટોનો ભુકો ભરી, કોયલાની ભુકી ભરી, બીજારોપણ કરવું. શરૂઆતના વરસાદમાં કલમો કરી ઉગાડવાથી તે જલદી ફૂટી નીકળે છે. રાજમાર્ગો ઉપર વૃક્ષાવલિ તરીકે તેમ જ મોટા બગીચાઓમાં પણ ઘણો છાંયડો મળવા માટે આ વૃક્ષો ઉગાડવામા આવે છે.

## પીપળો

તેલગુ નામ—ગાવીચેટુ.

ગુજરાતી નામ—પીપળો.

મલયાલી નામ—આચલ.

મરાઠી નામ—પીપળ

હિંદી નામ—પીપલવૃક્ષ

બંગાલી નામ—પાકુડ

સંસ્કૃત નામ—અશ્વત્થ

કાનડી નામ—અરળીમારા.

અંગ્રેજી નામ—પોપલર લિવ્હડફિગ

બોટેનિકલ નામ—ફાયકસ્ રિલીજીઓસા-એલ્

ગણ—અરટીકેસી-વડ અને પીપળાનો વર્ગ).

**નામનિર્દેશ :**—ફાયકસ્ આ લૅટિન શબ્દ છે આનો અર્થ અંજીર છે. રિલીજીઓસા આ લૅટીન શબ્દ છે અને તેનો અર્થ ધર્મવિષયક અને એ વૃક્ષને આ નામ આપવાનુ કારણ એ વૃક્ષ અત્યંત પવિત્ર ગણવામા આવ્યું છે. પીપળાનુ લાકડું બાળવાના કામમા લેવુ નહિ એવો હિંદુ લોકોમા નિયમ છે.

**વિસ્તાર :**—હિમાલયની તળેટીના પ્રદેશોમા નૈસર્ગિક વાતાવરણમા આ વૃક્ષો ઘણા થાય છે; અને હિંદુસ્તાનના બીજા ભાગોમા મોટા પ્રમાણમા ઊગે છે આ વૃક્ષો હમેશા હિંદુસ્તાનની ભૂમિમા તથા બ્રહ્મદેશમા ઘણાખરા ઉગાડવામા આવે છે. આ વૃક્ષ પાનખર જાતીનું છે. ૪૦ થી ૬૦ ફૂટ ઊંચું આ વૃક્ષ બે થી ત્રણ હજાર વરસ સુધી જીવે છે.

**વર્ણન :**—એ વૃક્ષ ઘણુ મોટુ થાય છે, અને પાદડાં ૪ થી ૬ ઇંચ સુધી લાબા અને ૩ થી ૫ ઇંચ સુધી પહોળા, ગોલાકાર, ટોચ લાબી અણીદાર અને મૂળમા નાગરવેલ પાન જેવા વિસ્તૃત, ગોલ આકારના લાબા દાડીવાળા થાય છે. થડ ઘણું ફીકું જણાય છે. આ વૃક્ષોના અસ્થાનિક મૂળો વૃક્ષોને લપટાઈ ગયેલા હોવાથી એનું થડ ઊંચુ ગયેલું જણાય છે. તદ્દન નાના કુમળા પાદડા રતાશ પડતા જણાય છે, પછી તે જ પાદડા છેવટે લીલા થાય છે. પુષ્પો તદ્દન ઝીણા ફળના અંતરના ભાગમા ન જણાય એવા થાય છે ફળ અંજીરની માફક પણ નાના ફીકા રગવાળા થાય છે.

**ઉપયોગિતા :**—છાલમાથી ચીકણુ દૂધ નીકળે છે અને પ્રથમ અવસ્થામા તે રબરની માફક ચીકણું થાય છે, તે રબર બનાવવામા ઉપયોગી થાય છે. છાલમાથી રેષાઓ નીકળે છે. છાલને ઉકાળી એક જાતનો રંગ—લાલ રંગ નીકળે છે, અને તે બીજા વૃક્ષની છાલના રંગમાં ભેળવી કાળો રંગ બનાવાય છે. છાલના રસમાથી

" બર્ડલાઈમ " કાઢવામા આવે છે. છાલ ઉપરથી સારોગુંદરૂ મળી આવે છે. એ વૃક્ષ ઘણી છાયા આપે છે.

**વાવેતર અંગે સૂચન :**—આ વૃક્ષોના ફળ કાગડા ખાઈ બીજા વૃક્ષો ઉપર રે કે છે જેથી બીજા વૃક્ષોના છાલના કે થડના ખુલ્લા ભાગમા તે પડી જાય છે અને ત્યા વૃક્ષ તરીકે ઊગી નીકળે છે વટવૃક્ષની માફક આ વૃક્ષની ઉત્પતિ છે આ જ બીજ જ્યારે ઊગે છે ત્યારે આધારભૂત રહેલા વૃક્ષનો નાશ કરીને તે જ ઠેકાણે તે જીવતુ રહે છે. આવી જાતના દશ્યો પાવાગઢ જતા ઘણા જણાય છે માટે જ એ વૃક્ષને ઉપરોહી વૃક્ષ કહે છે બૌદ્ધ લોકો તથા હિંદુ લોકો એ વૃક્ષ ઘણુ પવિત્ર માને છે બુદ્ધદેવને એ વૃક્ષની જ નીચે બોધિસત્વનો સાક્ષાત્કાર થયો તેથી તે વૃક્ષ બોધિસત્વ કહેવાયુ લકામા ઘણા મોટા પીપળાના વૃક્ષ છે અને એની નીચે શ્રીબુદ્ધદેવની બહુ જ મોટી પાષાણની મૂર્તિ સ્થપાયેલી છે. એ વૃક્ષ ઘણા વર્ષો સુધી રહે છે, અને અતિ વિસ્તૃત છાયડો આપતુ હોવથી, ગજમાર્ગો ઉપર વૃક્ષાવલિ તરીકે ઘણા ઉગાડવામા આવે છે વિશ્રાંતિ સ્થાન તરીકે ગામડાઓમા પણ ઠેકઠેકાણે છાયડા માટે તે ખાસ ઉગાડવામા આવે છે એની છાયા ઠંડી હોય છે એ ઝાડના યોગે આસપાસની હવા સ્વચ્છ થઈ લોકોને ઘણુ સુખ થાય છે.

### કૃષ્ણ વડ

ગુજરાતી નામ—કૃષ્ણ વડ
મરાઠી નામ—કૃષ્ણ વડ.
હિંદી નામ—મખણ કટોરી
બંગાલી નામ—ગૌકર્ણ બાથ
બોટેનિકલ નામ—ફાયકસ્ ક્રિશ્ની
ગણ—અર્ટીકેસી-(વડ અને પીપળનો વર્ગ).

**વિસ્તાર :**—ઉત્તર હિંદુસ્તાનમાં બગીચાઓમાં આ વૃક્ષો શોભા વૃદ્ધિ માટે ઉગાડવામાં આવે છે. આ વૃક્ષો વર્ષોનાં વર્ષ જીવે છે,

**વર્ણન :**—આ વૃક્ષોનાં થડ ઘણાં નાનાં થાય છે. અને તે ઘણાં ઉંચાં થતાં નથી. આ વૃક્ષો ૨૫ થી ૩૦ ફુટ ઉંચાઈ સુધી ઊગે છે. પાંદડાં ગોળાકૃતિ હોઈ પ્યાલા જેવો આકાર હોય છે. તેમની દાંડી લાંબી થાય છે. વૃક્ષ ઉપર પાંદડાં ઘણાં આવે છે. આવા પ્યાલા જેવા પાદડામાં પાણી ઘણી સારી રીતે રહે છે. આવી જાતના આકારનાં પાંદડાં વૃક્ષને ઘણી શોભા આપે છે. ગોળાકૃતિ પાંદડાંનું કારણ વનસ્પતિ શાસ્ત્રીઓ એની ઉત્પત્તિ માટે એમ કહે છે કે બીજા જીવો, તેમા ઈંડા રાખી વનસ્પતિ પાંદડાંનો રસ (હરિત દ્રવ્યાત્મકરસ)નું સેવન કરી જીવતા રહે છે; પણ આ જીવોને મળેલા આ સ્વાશ્રય અંગે પોતાનું જીવન સંરક્ષિત રાખવા માટે નાની ગ્રંથિઓ પાંદડાંમાં તેઓ ઉત્પન્ન કરી જીવન ચલાવે છે. પણ ઝાડને કોઈ પણ જાતનું નુકસાન થવા દેતાં નથી. આ વૃક્ષો બીજા કીટકોને ઉપયોગી કામ કરે છે; અને આ રાસાયણિક ક્રિયા અંગે ગોળાકાર લેતાં પાંદડાં કુદરતથી જ ઉત્પન્ન થાય છે, અને આંતર ભાગમાં રહેના જીવોનું સંરક્ષણ કરે છે. આવાં ઉપયોગી વૃક્ષોની આ ક્રિયાને પરંજીવનોપયોગી કહે છે. વૃક્ષનાં પુષ્પો અંજીરની માફક બીડાયેલા હોય છે. ફળ ઘણા નાના હોય છે.

**ઉપયોગિતા :**—અજ્ઞાત વાસમાં રહેતાં દ્રૌપદી દેવીને ભગવાન શ્રીકૃષ્ણજીએ આ વડના પાંદડાંમાં જલ લઈ પાણી પીવડાવવા ઉપયોગ કર્યો હતો, એમ કહેવાય છે. માટે એને કૃષ્ણ વડ કહેવાય છે.

**વાવેતર અંગે સૂચન :**—બગીચાઓમાં આ કૃષ્ણ વડ ઉગાડવાથી શોભા વૃધ્ધિ થાય છે. બીજમાંથી કે થડમાંથી ફુટેલી ગાંઠોમાંથી આ વૃક્ષની વૃદ્ધિ થાય છે. શોભાયમાન એ વૃક્ષ થોડીક જગ્યામાં ઉગાડવાની ખાસ જરૂર છે.

## શેતૂર

ગુજરાતી નામ—શેતૂર

મરાઠી નામ—શેતૂર, તુત.

અંગ્રેજી નામ—વ્હાઈટ મલબેરી

બોટેનિકલ નામ—મોરસ્ અલ્બા-લીન્.

ગણ—મોરસી-ઉપવર્ગ-(આર્ટિકેસી).

**વિસ્તાર :**—ખરેખરી રીતે એ વૃક્ષનું મૂળ ઉગમસ્થાન જણાતું નથી. એ વૃક્ષ ૩૦ થી ૪૦ ફૂટ ઊંચું જાય છે. પાનખર ઋતુમાં એનાં પાંદડાં ખરી જાય છે. સીકિમ, બંગાલ, બ્રહ્મદેશ અને પશ્ચિમ દ્વીપકલ્પના વિભાગોમાં તે ઘણા પ્રમાણમાં થાય છે.

**ઉપયોગિતા :**—મોટા બગીચાઓમાં રોપવા માટે ઘણું સારું વૃક્ષ છે. એને સફેદ તુત કહે છે, જોકે એનાં ફળ સફેદથી જાંબુડા રંગ દર્શાવે છે. એ વૃક્ષ ઘણું શોભાયમાન અને સીધું ઊંચું જાય છે. પાંદડાંનો ઉપયોગ રેશમના કીડાઓને ખવરાવવાના ઉપયોગમાં આવે છે.

**વાવેતર અંગે સૂચન :**—ફળથી એ વૃક્ષ ઊગે છે.

## કેસ્યુરીના ટ્રી

ગુજરાતી નામ—સરૂ.

હિંદી નામ—સરૂ.

મરાઠી નામ—સરૂ.

અંગ્રેજી નામ—બીફ ટ્રી.

બોટેનિકલ નામ—કેસ્યુરીના ઇકવીસેટી ફોલીઆ-ફોર્સ્ટ.

ગણ—કેસ્યુઆરાઈનેસી-(સરૂ વૃક્ષનો વર્ગ)

**નામનિર્દેશ :**—કેસ્યુરીના એટલે પક્ષીઓની પાંખ જેવું દેખાવમાં હોવાથી આ વૃક્ષનું નામ કેસ્યુરીના એવું પડયું છે. અને એમ પણ કહેવાય છે કે, કેસ્યુરીઅસ્ કે કેસોયરી ઉપરથી આ પણ નામ નીકળ્યું હોય ઇકવીસેટીન ફોલીઆ આ નામ ઘોડાના પૂછડાના સંદર્ભમાં લેવામાં આવે છે. મૂળ ઓસ્ટ્રેલીઆ દેશનું આ વૃક્ષ છે.

**વર્ણન :**—કાયમનું લીલું રહેતું આ ઝાડ ૧૦૦ ફૂટ ઊંચું થાય છે, અને જો ઘણી સારી જમીન કે પરિસ્થિતિ અનુકૂલ પડે તો વૃક્ષો ઘણાં ઊંચા વધી જાય છે. ગાયના માંસ જેવી આંતર છાલ હોવાથી તેને બીફ ટ્રી કહે છે. શાખાઓ સોય જેવી લાંબી અને ટોચે અણીદાર હોય છે. પાંદડાં તદ્દન ઝીણાં અને ડાળખીઓ ઉપર સોય જેવાં લાંબાં ઊગે છે. સ્ત્રીકેસરાત્મક પુંકેસરાત્મક શંકુ જુદા વૃક્ષો પર ઊગે છે જેથી આ વૃક્ષને "લિંગી પાદપ" કહેવાય છે. પુંકેસરોના શંકુના ગુચ્છો લીલા સોય જેવા દ્વિડાળખીઓ ઉપર ઊગે છે; પણ સ્ત્રીકેસરાત્મક શંકુના ગુચ્છો જૂના થડવાળા વૃક્ષોની ડાળખી ઉપર ઊગે છે. ½ ઇંચ લાંબા ગોળ આકારવાળા સ્ત્રીકેસરાત્મક શંકુ, ઈંડાના આકાર જેવા ઊગે છે, અને તે શંકુ ઉપર કુંઠિત ગાંઠો થાય છે.

**વિસ્તાર :**—ચિતાગાંગના દક્ષિણ વિભાગ તરફથી મલાયા આર્ચિપેલાગો સુધીના બંગાલના ઉપસાગરના પૂર્વભાગે નૈસર્ગિક રીતે આ વૃક્ષો ઊગે છે. હિંદુસ્તાનના ઘણા ભાગોમાં આ વૃક્ષોનું વાવેતર કરવામાં કરવામાં આવેલું છે, અને તે ઘણી સારી ઊગે છે.

**ઉપયોગિતા :**—લાકડું ઘણું કઠણ થાય છે; પણ ફાટી જવામાં કે ભાગી જવામાં તેને વાર લાગતી નથી. આ વૃક્ષના લાકડામાંથી હોડકાં અને તેના હલેસાં બનાનવવામાં આવે છે. લોકો બાળવામાં ઘણો ઉપયોગ કરે છે. છાલમાંનો રંગ (ટેનિન) ચામડાં રંગવાના કામમાં આવે છે, અને દવામાં પણ તે તુરત કાઢેલા રંગનો ઉપયોગ થાય છે. તેની છાલમાંથી બદામી રંગ નીકળે છે.

**વાવેતર અંગે સૂચન :**—આ વૃક્ષ બીજમાંથી થાય છે. બીજરોપણ કર્યા પછી થોડાક દિવસમા બીજમાથી ઝાડ ઊગવામા વાર લાગતી નથી. ઘણો સૂર્યપ્રકાશ અને સારી રીતે ભેજવાળી જમીનના ભાગોમા એ વૃક્ષ સારી રીતે ઊગે છે. એ વૃક્ષ બધી ઋતુઓમા લીલું રહે છે અને એની છાયા ઘણી વિસ્તૃત હોવાથી એ વૃક્ષ શોભા માટે બગીચાઓમા તથા રાજમાર્ગો ઉપર ઠડા ભાગોમા વૃક્ષાવલિ તરીકે રોપવામા આવે છે. એ વૃક્ષ સારું શોભાયમાન હોઈ ઘણી ઠંડક આપે છે.

## સીલ્કિ ઓક

અગ્રેજી નામ—સીલ્વ્હર ઓક અથવા સીલ્કિ ઓક.

બોટેનિકલ નામ—ગ્રીવ્હિલીઆ રોબસ્ટા.

ગણ—પ્રોટીએસી

**નામનિર્દેશ :**—ગ્રીવ્હિલીઆ આ નામ સી.પી. ગ્રીવ્હેલીના નામની યાદગીરીમા આપેલું છે. સી.પી. ગ્રીવ્હેલી સાહેબ રોયલ સોસાયટીના ઉપાધ્યક્ષ તરીકે હતા. રોબસ્ટા એનો અર્થ ઘણું મજબૂત થાય છે.

**વિસ્તાર :**—એ વૃક્ષ મૂળ ઑસ્ટ્રેલીઆ દેશનુ છે. ક્વીન્સલૅંડ તથા ન્યુ સાઉથ વેલ્સમા પણ તેનું મૂળ સ્થાન છે. હિંદુસ્તાનના ઘણા ભાગોમા તે ઉગાડવામા આવ્યુ છે, બગીચાઓમા તથા રેલ્વે સ્ટેશનની પાસે તેમ જ ચહાના બગીચા પાસે તે ઉગાડવામા આવે છે.

**વર્ણન :**—હમેશા લીલું રહેતું વૃક્ષમાનુ એ એક વૃક્ષ છે. એનુ થડ સાધારણ મધ્યમ પ્રકારનુ હોઈ, પાદડા ઘણા લાબા અને ટોચ પર જ્યારે કુમળા હોય ત્યારે કોનીકલ આકાર લે છે. છાલ ઘણી ફીકા રગની અને બરછટ હોય છે. પાદડા ૬ થી ૧૨ ઇચ લાબા, ઘણા વિભાજિત

થયેલા અને રાજહંસ પક્ષીની પાંખ જેવા હોય છે પાદડાની કોર ઘણી મજબૂત હોય છે અને તદ્દન છેલો ભાગ આકુંચિત હોય છે પાનનો રંગ ઉપલા ભાગમાં લીલો અને નીચેનો ભાગ ફીકો કેશાવેષ્ટિત હોય છે પુષ્પો નારંગી રંગના અને જરા પીળા પડતા હોઈ જૂનું સોનું હોય તેવા રંગના થાય છે તે ½ ઇંચ લાંબા થાય છે પુષ્પો ઘણુંખરા નાના પાન વગરની શાખાઓ ઉપર પણ પાદડાની નીચે ઊગે છે *પુષ્પપાંખડી નળીના આકાર જેવી પણ એક બાજુમાં કપાયેલી હોય એવી* જણાય છે, પણ જ્યારે તે જ નળિકા ફૂટી જાય ત્યાર ચારે બાજુ એકમેકને ચોંટી જાય છે પુષ્પો માર્ચથી મે સુધી આવે છે ફળ ½ ઇંચ લાંબુ અને ½ ઇંચ પહોળું, તીરછું અને એક બાજુથી નીચેનો ભાગ ફાટી ગયેલો હોય એવું લાગે છે તેમાથી એક બે બીજ બહાર પડે છે બીજ હલકા અને પાંખવાળા હોય છે

**ઉપયોગિતા :**—વૃક્ષ ઘણી છાયા આપતુ અને ઘણું સુશોભિત ગણાય છે તે જ્યારે સંપૂર્ણ ઊગે ત્યારે તેના પાદડા રાજહંસ ફર્ન નામની વનસ્પતિના જેવા ઘણા સુદર જણાય છે લાકડ ઘણું ટકાઉ અને દેખાવમા સુદર જણાય છે તેના સીધા પાટીઆ ઘણા ઉપયોગમા લેવાય છે

**વાવેતર અંગે સૂચન :**—બીજમાથી સહેલાઈથી એ વૃક્ષ ઉત્પન્ન થાય છે, અને ઘણું જલદી ઊગી શકે છે ૧૦ થી ૧૫ વર્ષ પછી એ જ વૃક્ષ કાપી નાખી, બીજા ઠેકાણે ઉગાડવાથી જલદી ઊગી નીકળે છે અને શોભાવૃદ્ધિ કરે છે એ વૃક્ષ મોટા બગીચામા રોભા માટે ઉગાડવા જોઈએ અત્રેના શ્રીમત મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના બોટેનિકલ ગાર્ડનમા એ વૃક્ષ સારી રીતે ઉછેરવામા આવ્યુ છે

## નારિયેળ

મરાઈ નામ—ટેન

સંસ્કૃત નામ—નારિકેલ



નારિયેળ

ગુજરાતી નામ—નારિયેલ.



નારિયેળ

કોકસ ન્યુસિફેરા

મરાઠી નામ—નારળી.

અંગ્રેજી નામ—કોકોનટ પામ.

બોટેનિકલ નામ—કોકસ ન્યુસિફેરા—એલ.

ગણુ—પામી—( નારિયેળનો વર્ગ ).

તામિલ નામ—ટેન્નામાર.

**નામનિર્દેશ :**—કોકસ આ પોર્તુગીઝ શબ્દ છે અને તેનો અર્થ

વાદરો થાય છે, કારણ કે નાગ્નિએળના ફ્રન ઉપગ્ની છાલ કાઢી નાખ્યા પછીનો ગોટો વાદગના માથા જેવો જણાય છે. ન્યુસિરેગ એટલે કકફળ ધગવતુ વૃક્ષ ગોમાતક, કર્ણાટિક, કાલિકટ અને સહ્યાદ્રિ પાસેના પ્રદેશોમા નાળિયેરીના ઝાડ ઘણા થાય છે

**વર્ણન :**—થડ ૪૦ થી ૫૦ ફૂટ ઊચુ થાય છે પાદડાનો ગુચ્છ આ વૃક્ષો પગ શોભાયમાન દેખાય છે પાદડા ૬ થી ૧૫ ફૂટ લાબા થાય છે પણ કોઈક વખત વધારે પણ લબાણમા મળે છે, અને પાદડા ૨ થી ૩ ફૂટ લાબા, અને છુરિકાકૃતિ ટોચવાળા, સુવાળા થાય છે દાડીઓ ૨ થી ૫ ફૂટ લાબી આધારસ્થળે થાય છે પુષ્પો એ દાડીઓ વચ્ચે ઊગે છે, અને તેનુ ચારે બાજુએ હોડકાની માફક આવરણ થાય છે, તેમા પુષ્પો, કળિકારૂપમા ઊગે છે નાળિયેરીને દર વર્ષે આશરે એકસો નાળિયેર આવે છે પણ સારી જાતની જમીન હોય તો નાળિયેરને બારમાસી ફૂલ આવે છે

**ઉપયોગિતા :**— ઉપર્યુક્ત નાળિયેરીના ઝાડના સર્વ ભાગનો ઉપયોગ થાય છે. એ ઝાડના સોટા, મોભ, ભારોટિયા, વાસ, વળીઓ, દોરડા વગેરે બને છે ટોચનો અને ગૂળનો કેટલોક ભાગ બાળવાના ઉપયોગમા આવે છે કાચલીના કોયલા બનાવે છે. કોપરુ ખાવાના, દીવો બાળવાના તથા માથામા ઘાલવાના અને લાકડે ચોપડવાના કામમા આવે છે સાબુ કરવાના કામમા પણ તેના તેલનો ઉપયોગ થાય છે કાથી નાળિયેરીમાંથી નીકળે છે, તેના ગાદીતકિયા, દોરડા શીકા, ચટાઈ વગેરે ઘણા પદાર્થો બને છે નાળિયેરીનો ખોળ ઢોરને ખવરાવે છે કાચલીનુ તેલ નીકળે છે તે ઔષધના ઉપયોગમા આવે છે કેટલાક બેટોમા રહેતા નાગરિક નાગ્યેળ વૃક્ષના ફળ ઉપર જ ઉદર-નિર્વાહ કરી, તેમ જ તે વૃક્ષોના જુદા જુદા ભાગ ઉપયોગમા લઈ જીવન ચલાવે છે

# પરિશિષ્ટ ૨

## પારિભાષિક શબ્દસૂચિ

| | |
|---|---|
| Acicular | સૂચ્યાકૃતિ |
| Acuminate | કદગ્ર |
| Acute | નોકદાર |
| Adventitious Roots | અસ્થાનિક મૂળ |
| Aggregate fruit | પુંજ ફળ |
| Air dry | વાયુશુષ્ક |
| Alba | સફેદ |
| Alluvium | કાદવ, કાપ |
| Alternate | એકાતર |
| Altitude | ઊંચાઈ |
| Amplexicaul | સ્તંભાશ્લેષી |
| Analysis | વિશ્લેષણ |
| Anatomy | દેહરચના શાસ્ત્ર |
| Androecium | પુમંગ |
| Angle | કોણ, ખૂણો |
| Anterior | અગ્ર |
| Apex | અગ્રતમ, શિખર |
| Appearance | રૂપ |
| Aquatic | જળચર |
| Aromatic | સૌગંધિક |
| Astringent | કપાય |

| | |
|---|---|
| Attachment | સંયોજન |
| Auriculate | કર્ણાકૃતિ |
| Autumn | શિશિર |
| Axil | કક્ષ |
| Axillary | કક્ષરથ |
| Axis | અક્ષ, ધરી |
| Bark | છાલ |
| Basal | આધારભૂત, પાયાનું |
| Base | આધાર |
| Beaded | મણકામય |
| Berry | ભરી |
| Biology | જીવવિજ્ઞાન |
| Bipinnate | દ્વિપક્ષવત્ |
| Blade | પત્તી |
| Botany | વનસ્પતિશાસ્ત્ર |
| Bract | નિપત્ર, નાનાં પાદડાં |
| Bracteal | નિપત્રિકા |
| Branch | શાખા |
| Branched | શાખાયુક્ત |
| Branching | શાખાવિન્યાસ |
| Canopy | વિતાન |
| Capsular | સ્ફોટશીલ |
| Capsule | સ્ફોટી |
| Catkin | કૂર્ચકમંજરી |
| Cavity | વિવર, છિદ્ર |
| C.C. | ઘ.સ. |

| | |
|---|---|
| Cell | કોષાણુ |
| Channel | સરણી અથવા નાળી |
| Cladode | પર્ણકપર્વ |
| Classification | વર્ગીકરણ |
| Coat | આવરણ |
| Conifer | શંકુવૃક્ષ |
| Contact | સંપર્ક |
| Content | અંતર્વસ્તુ |
| Copper | તામ્ર |
| Corona | મુકુટ |
| Corymb | સમશિખ |
| Cryptogams | અપુષ્પ વનસ્પતિ |
| Cotyledon | બીજપત્ર |
| Cuttings | કલમો |
| Cyme | બહુવર્ધ્યક્ષ |
| Data | ન્યાસ |
| Deciduous | પર્ણપાતી |
| Dehisce | સ્ફુટિત થવુ |
| Density | ઘનતા |
| Dentate | દંતુર |
| Detailed Drawing | વિસ્તૃત આલેખ |
| Diameter | વ્યાસ |
| Dicotyledon | દ્વિબીજપત્રી |
| Dioecious | દ્વિલિંગી ( પાદપ ) |
| Dispersal | વિકિરણ |
| Distribution | વિતરણ |

| | |
|---|---|
| Dorsal suture | પૃષ્ઠીય સંધિ |
| Drought | અનાવૃષ્ટિ |
| Drupe | અષ્ઠિફળ |
| Durable | ટકાઉ |
| Dysentery | અતિસાર |
| Ecology | પારિસ્થિતિકી જીવવિજ્ઞાન |
| Enclosed | પરિવૃત |
| Ensheathing Leaf base | પર્યંકપર્ણાધાર |
| Epicalyx | અનુબાહ્યદલ |
| Erect | ઊભું, ટટ્ટાર |
| Ever green | સદા લીલું |
| Exfoliation | ત્વચાત્યાગ |
| Ex-Stipulate | અનનુપત્રી |
| Family | કુલ |
| Female flower | સ્ત્રીપુષ્પ |
| Fern | પર્ણાંગ |
| Fibre | રેષા |
| Filament | પુતંતુ |
| Fleshy | માંસલ |
| Float | તરવું |
| Folding | લપટાવું |
| Foliage | પર્ણાવલી |
| Follicle | એકસેવની |
| Frost | ઝાકળ |
| Function | કાર્ય |
| Furrow | નાલી, ચાસ |

| | |
|---|---|
| Genus | કુળ |
| Gland | ગ્રંથિ |
| Gravity | ભાર, વજન |
| Hair | રોમ અથવા કેશ |
| Head | શીર્ષ |
| *Hedge* | વાડ, ક્ષતિક્ષુપ |
| Herbarium | વનસ્પતિ સંગ્રહાલય |
| Horticulture | ઉદ્યાનશાસ્ત્ર |
| Indicator | સૂચક |
| Immune | પ્રતિકારી, ઉન્મુક્ત |
| Imparipinnate | વિષમપક્ષવત્ |
| Indehiscent | અસ્ફુટનશીલ |
| Inferior | અધોવર્તી અથવા નિમ્ન |
| Inflorescence | પુષ્પક્રમ |
| Injury | નુકસાન |
| Insectivorous plants | કીટભક્ષી-પાદપ |
| Interpeliolar | વૃન્તમધ્યક |
| Introduction | વિષયપ્રવેશ |
| Kingdom | ક્ષેત્ર |
| Lanceolate | ક્ષુરિકાકૃતિ |
| Lataral | પાર્શ્વિક |
| Leaf sheath | પર્ણછાદ |
| Leaflet | પર્ણિકા, પાંદડું |
| Leaf-fall | પર્ણપાત |
| Leaf Tendril | પર્ણતંતુ |
| Linear | રેખા-વિષયક |

| | |
|---|---|
| Plant Kingdom | વનસ્પતિક્ષેત્ર |
| Pollen | પરાગ |
| Pore | છિદ્ર |
| Porous | છિદ્રાળુ |
| Prickly | શલ્યમય |
| Progeny | સંતતિ |
| Property | ગુણધર્મ |
| Prostrate | ભૂ-શયિત |
| Protoplasm | જીવદ્રવ્ય |
| Pubescent | રોમાવૃત |
| Pulvinus | ફુલાવો |
| Raceme | એકવર્ધ્યક્ષ |
| Racamose | એકવર્ધ્યક્ષીન |
| Radicle | મૂલાંકુર |
| Rhizome | કંદ, પ્રકંદ |
| Resistant | પ્રતિરોધક |
| Reticulate | જાળીદાર |
| Rock plant | પાષાણપાદપ |
| Rotate | ચક્રગતિ |
| Rough | ખરછટ |
| Rounded | ગોલાકાર |
| Runner | ભૂપ્રસારી |
| Sac | પુટ |
| Samara | સપક્ષ |
| Sap | રસ |
| Serate | ક્ષુદ્રરોહ |

| | |
|---|---|
| Scale | શલ્ક |
| Segment | ખંડ |
| Seggregation | પૃથગ્ભવન |
| Sensitive | સંવેદનશીલ |
| Sepal | બાહ્યદલ |
| Series | શ્રેણી |
| Sessile | અવૃંત |
| Serrate | આરાવત્ |
| Sheath | છાદ |
| Sheathing | છાદક |
| Shoot | પ્રરોહ, ફણગો, ક્રમશો રે.પ |
| Similarity | સમાનતા |
| Slit | રંધ્રરેખા |
| Spadix | સ્થૂલમંજરી |
| Spathe | પૃથુપર્ણ |
| Species | જાતિ |
| Spermatophyta | બીજત્વત્ |
| Spike | શૂકી |
| Spine | કંટક |
| Spore | બીજાણું |
| Stalked | સવૃંત |
| Stamen | પુંકેસર |
| Staminate | પુંકેસરીય |
| Staminode | વન્ધ્યપુંકેસર |
| Stem | સ્તંભ |
| Stem Branch | સ્તંભશાખા |

| | |
|---|---|
| Stem spine | સ્તંભકંટક |
| Stem thorn | સ્તંભકાંટા |
| Stem Tuber | સ્તંભગ્રંથિ |
| Stilt Root | જટામૂળ |
| Stipulate | અનુપત્રી |
| Stolon | વિરોહક |
| Stony | અષ્ઠિલ, પથરાળ |
| Straight | સીધું |
| Sub-Tropical | ઉપોષ્ણકટિબંધીય |
| Sucker | ભૂસ્તારો |
| Succulent | સરસ |
| Sub | નિમ્ન |
| Superior | શ્રેષ્ઠ, ઉત્તમ |
| Surface | ભૂતલ, સપાટી |
| Suspended | આલંબિત |
| Swamp | મહાપંક |
| Swelling | ફુલાવો |
| Symbiosis | સહજીવન |
| System | પ્રણાલી, પદ્ધતિ |
| Systematic Botany | વર્ગીકૃત વનસ્પતિવિજ્ઞાન |
| Taxonomy | વર્ગીકરણ |
| Temperate | સમશીતોષ્ણ |
| Terminal | અગ્રસ્થ |
| Terrestrial | સ્થલજ |
| Thorn | કાંટા |
| Transport | પરિવહન |

| | |
|---|---|
| Trap (Deccan Trap) | પડ |
| Trifoliate | ત્રિપર્ણી |
| Tropical | ઉષ્ણકટિબંધીય |
| Tube | નળી |
| Turnip | મૂળ, ૬૯ |
| Type | પ્રકાર |
| Umbel | છત્રક |
| Undershrub | અધ ક્ષુપ |
| Union | સંઘાત, મિલન |
| Unisexual | એકલિંગી |
| Unit Cell | માનક કોષિકા |
| Vegetative | વર્ધી |
| Vein | શિરા |
| Veinlet | સૂક્ષ્મ શિરા |
| Vitality | જીવનશક્તિ |
| Warty | મસાયુક્ત |
| Wave | તરંગ |
| Whirl | આવર્ત |
| Wing | પક્ષ |
| Wind-pollinated | વાયુપરાગિત |
| Woody | કાષ્ઠીય |
| Zone | પ્રદેશ |